# પ્રસ્તાવના.

આ જગતમાં બે જાતની માન્યતાઓ છે; એક ઈશ્વરને જગતનો કર્ત્તા માનવાની, અને બીજી દરેક જીવનેજ પોતાના શરીરાદિ તથા સુખ દુઃખનો કર્ત્તા માનવાની. ઈશ્વરને જગતનો કર્ત્તા માનનારને પણ આખરે એટલુંજ તો માનવું પડે છે કે, દરેક જીવને તેને પોતાના કરેલાં ભલા ભુંડા [illegible]માણે ઈશ્વર સુખ દુઃખ આપે છે, ત્યારે બીજી મા-[illegible]માણે દરેક જીવ પોતાના કરેલાં, ભલાંભુંડાં કર્મ પ્રમાણે સુખ દુઃખ મેળવી શકે છે, એમ માનવામાં આવેછે. આ રીતે બન્ને માન્યતાઓમાં કર્મનો સંબંધ તો કાયમજ રહે છે. ત્યારે એ કર્મ સંબંધી માહિતી મેળવવી ખાસ જરૂરની છે.

જૈનધર્મમાં કર્મ સંબંધી બહુજ વિગતવાર સમજ આપવામાં આવેલી છે. કેમકે જૈનધર્મનું તમામ બંધારણજ કર્મ સંબંધી ઉંડી ફિલસુફી ઉપર રચાયલું છે. આ કારણથી મધ્યમ ધોરણપર ચડેલાં જૈનવિદ્યાર્થીઓને જૈનમાર્ગમાં પ્રવેશ કરાવવા માટે, આ પાંચમા નંબરની . માર્ગપ્રવેશિકાથી, શૈલી પ્રમાણે વિષયવાર પાકી સમજુતી આપીને તેને જૈન શાસ્ત્ર સંબંધી સારી સમજ ધરાવતા કરવા આ

ઉદ્દેશથી આ પ્રવેશિકામાં કર્મ સંબંધી સમજ આપવાની યોજના પસંદ કરી છે.

માટે શિક્ષકોએ સિદ્ધાંત સંબંધી બીના ખુબ ધ્યાન રખાવીને વિદ્યાર્થીઓ પાસે પાકી કરાવવી. અને વિવેચન પાઠથી તેમની સમજશક્તિને ખીલવી તેમને દરેક સવાલ જવાબમાં હુંશિયાર બનાવવા લક્ષ રાખવું. વળી જ્યાં જ્યાં જરૂર જણાઇ છે, ત્યાં ત્યાં ઉપયોગી પ્રાકૃતગાથાઓ પ્રમાણ તરીકે આપી છે. આ ગાથાઓ વિદ્યાર્થીઓ પાસેથી મુખપાઠ કરાવવાની છે. અને તેનો અર્થ તેઓ બરોબર કરી શકે, એ ઉદ્દેશ રાખેલ છે. માટે દરેક ઉદ્દેશ નિષ્ફળ નહિ જાય, તેમ શિક્ષકે શીખવવું, એ ભલામણ કરવામાં આવે છે.

શ્રીમન્મૂનિ મહારાજ શાંતમૂર્તિ **શ્રીકર્પૂરવિજયજી મહારાજા**, જેઓ આ જૈનવાંચનમાળાને અત્યંત પસંદ કરે છે, તેમણે આ પુસ્તક તથા બીજા આ માળાના તમામ પુસ્તકો વાંચી સુધારી આપેલ છે, માટે આ સ્થળે તેમનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું.

**લાલન.**

## જૈન કોમના મહાન સેવક પંડિત ફતેહચંદ કર્પૂરચંદ લાલન સાહેબ કૃત પુસ્તકો માટે, માન્યવર મુનિ મહારાજાઓ

તથા

## વર્તમાન પત્રો શું કહે છે ?

---

અનેક અભિપ્રાયમાંથી માત્ર જુજ વાંચો.

**૧ મુનિ મહારાજ શ્રી રાજવિજય. માલે-** ગામથી લખે છે કે-જૈન માર્ગ પ્રારંભપોથી આજે વાંચી પૂર્ણ કરી છે. પુસ્તકનું લખાણ સરળ અને સુગમ છે, નાની વયના બાળકોને પ્રથમ શિક્ષણ આપવા સારૂ આ પુસ્તકો ઉત્તમ છે, તપાસી જોતાં મને જૈન માર્ગથી વિરૂદ્ધ લખાણ જણાતું નથી. * * * * * જૈન શાળાઓમાં આ પુસ્તક શિઘ્ર શરૂ કરવું એવી મારી ઇચ્છા છે અને આ પુસ્તક સંપૂર્ણ રીતે લોકાશ્રયને પાત્ર છે. આશો શુદી ૭ સંવત્ ૧૯૬૧.

૨. લાલનના મિત્ર **મુનિ મહારાજ શ્રી હંસ-વિજયજી** કચ્છ મુંદરાથી લખે છે કેઃ—

આ બુકોની અંદર જૈન ધર્મ સંબંધી જ્ઞાનનાં મૂળતત્વોની ગોઠવણ સારી રીતે કરવામાં આવી છે.

અમને આશા છે કે, જો આવી બુકો આપણી દરેક જૈનશાળામાં ચલાવવામાં આવશે તો તેનું પરિણામ ઘણું સારૂં આવશે.

૩. **મુનિ ભકિતવિજયજી લખે છે** કે–આજે ખાસ વખત લઇ જૈન માર્ગ પ્રારંભપોથી બીજો ભાગ જોયો છે. તેમાં બહુજ ઉપયોગી વિષયો છે. આવી ઉપયોગી બુકો સર્વ સ્થળે જૈન શાળાઓમાં ચાલે તો **જૈન ધર્મનો પુનરૂદ્ધાર થવા વકી રહે છે.** શ્રાદ્ધ-વર્ય ફતેચંદ કર્પૂરચંદને ધર્મલાભ સાથે માલુમ હો કે તમોએ મોકલેલ બુકો વાંચી બહુ આનંદ થયો છે. અને ઉતમોત્તમ પરિશ્રમને બદલે કોટિશઃ ધન્ય-વાદ આપ જેવા નરરત્નને હું આપું છું, વિશેષ આપની જે જે બનાવેલી બુકો બહાર પડે, તેની એક એક નકલ મને મોકલવા પરિશ્રમ લેયો તો બહુજ આનંદ થશે. જૈન માર્ગ પ્રવેશીકા નં. ૩ જો અવ-શ્ય મોકલશો. આમાં મેં ખાસ મારા ધ્યાનમાં આવ્યું તેવું પ્રદર્શીત કરેલ છે. તેથી વિશેષ અધિક ગીતાર્થ, મુનિવર્ય શ્રાદ્ધવર્ય તરફથી અભિપ્રાય મંગાવશો. સંવત ૧૯૬૩ આસો વદિ ૨.

૪. **મુનિમહારાજ કાંતિવિજયજી** પાલણપુરથી લખે છે કે:—

આપની રચેલી ત્રણ બુક મળી, આપે જૈન બાળકોની બુદ્ધિ વધારવા રત્ન દિપિકાઓ જગાવી છે. એમ જાણું છું કે-હાલના બાળકોને આ પુસ્તકથી ઘણો સારો લાભ થશે. * * * જે ફરક પડે તે આપણા ધ્યાન બ્હાર નથી. સામગ્રી છતાં ફેરવવાની મતલબ બાળકોનું ધ્યાન ખેંચવાનું છે, તે હું જાણું છું. માટે આપ સમયોચિત્ત સર્વ જાણો છો. **આપ વીરબાળક લાલન છો.** * * * * * * * *

**૫. યતિ શ્રી નાનચંદજી લખે છે** કે-તમારી ત્રણે બુકો પહેલેથી વાંચી જોઇ છે. અને અભ્યાસપૂર્વક વાંચી જોતાં જણાવવાને અત્યાનંદ થાય છે કે-તેમાં જિનાગમ પ્રમાણે શૈલી સંબંધી કોઈ પણ ભૂલ નથી. જિનાગમને મળતીજ બધી વ્યાખ્યાઓ છે. અને ધારૂં છું કે સર્વોપયોગી થઈ પડશે. વિશેષ અભિપ્રાય માસિકમાં પ્રકાશીત થએલ જોશો. તા. ૨૫-૯-૦૬. મુંબઇ.

**૬ મુનિ મહારાજ શ્રી કર્પૂરવિજયજી લખે** છે કે—તમારાં ત્રણે પુસ્તકો વાંચી જોતાં આનંદીત થયો છું. * * * તે કોઇ પણ જન જૈનેતર જેવા આસ્તિક ધર્મની તાલીમ લેવાના ખપી જીવને બહુ

સુગમ પડશે, એમ મારૂં માનવું છે. તેમજ આ પુસ્તકો સરળ આશયથી રચાએલ હોવાથી બાળકોના હૃદય ઉપર સારી છાપ પાડશે. સવત્ ૧૯૬૨ ભાદ્રપદ કૃષ્ણ ૯

**સુરતથી મુનિમહારાજ શ્રી કેશરવિજયજી લખે છે કે**--જૈન માર્ગ પ્રારંભપોથીના બંને ભાગ વાંચી ખુશી થયો છું. આવાં પુસ્તકોની ખાસ જરૂર છે. વખત જતાં ઉપયોગીતા સાથે પ્રખ્યાતિ પામશે. બાળકોને નીતિની જરૂર પ્રથમ છે, તે સાથે લીધેલ હોવાથી આ પુસ્તકો સાંસારિક અને ધાર્મીક સુધારણાથી બન્ને સ્થળે ઉન્નતિના હેતુભૂત થશે. * * **તમારો પ્રયાસ સ્તુતિપાત્ર છે.**

**૮ મુનિમહારાજ શ્રી મણિવિજયજી લખે છે કે**—જૈનમાર્ગ પ્રવેશીકા તથા જૈનમાર્ગ પ્રારંભપોથી એ બે બુકો પહોંચી * * * તત સંબંધીનો તુર્ત ઉદ્દગાર ગ્રંથકારનો આશય ખરેખર ઉચ્ચ પ્રકારનો છે. આવી બુકો જનશાળામાં ચલાવવી યોગ્ય છે. આવા પુસ્તકોની આવશ્યકતા હતી, જેને આપ સરખા નિઃસ્વાર્થી પંડિતજીએ વધાવી લીધેલી જોઇ પરમાનંદ વ્યાપી રહ્યો છે. **આવા હિતકાર્ય માટે**

શુદ્ધ અંતઃકરણથી ધન્યવાદ આપું છું. ઈત્યલમ્ વિશેષ અવકાશે.

**૯ જૈન કોનફરન્સ હેરલ્ડ, જાન્યુઆરી ૧૯૧૧.**

જૈનમાર્ગપ્રારંભપોથી—જામનગરના રહીશ અમેરિકામાં જૈનધર્મ પર ભાષણો આપી પ્રસિદ્ધ થએલા, સરળ શુદ્ધ બ્રહ્મચારી પંડિત ફતેચંદ કપૂરચંદ લાલનકૃત આ પુસ્તક–ભાગ ૧ લો માત્ર ૧૬ પાનાનું છે, પણ અંદરનું લખાણ એટલું સહેલું અને ટુકું છે કે બાળકોને માટે તો તે બહુજ ઉત્તમ છે. કિંમત માત્ર એક આનો છે. ઉપોદ્‌ઘાત બહુજ ઉત્તમ રીતે લખાયો છે. વચન અને કાયા એ બંને ઘણે ભાગે એક સરખાં વર્તતા પુરૂષનું હૃદય બહુ સરળ ભાવે વર્તે છે, અને તેવા સરલ હૃદયનું લખાણ અતિ બોધદાયક છે. ધર્મની વ્યાખ્યા બહુજ ઉત્તમ છે, સર્વ ધર્મોપર કઇ કઇ ભાવનાથી જોવું તે બહુ સ્પષ્ટ દર્શાવ્યું છે. પહેલાં ધર્મની ખુબી બતાવવા યત્ન થયો છે, પછી સ્વધર્મની ખુબી બતાવવા યત્ન કર્યો છે. મી. લાલન આશાદર્શી છે, તેથી તેમના કોઇ કોઇ વિચારો આપણને અશકય લાગે, પરંતુ તે કહેનાર હૃદય ખરેખરૂં બોલનારૂં છે–લાગે તેવું બોલનારૂં છે.

જૈન બાળકોને બીજા ધર્મોપર સમભાવ રહે અને પ્રશસ્ત રાગ ઉત્પન્ન થાય એવી રીતેજ પુસ્તક લખવામાં આવ્યું છે. પરિભાષાને કેવી રીતે સહેલી બનાવવી તેનો પણ એક નમુનો સરસ આપ્યો છે. દાખલા તરીકે અઢાર પાપસ્થાનકમાં માયાનો અર્થ શું હશે તે વિષે, પ્રતિક્રમણ ઘણી વખતે કરી ગયેલા માણસો પણ શંકામાં હોય છે. તેને બદલે કપટ જેવો સાદો શબ્દ બાળક પણ જલદી સમજી શકે. આ નીચલા શબ્દો સમજમાં લેવા લાયક છે. "વ્યવહાર જ્ઞાન પુખ્ત ઉમરની અપેક્ષા રાખે છે, તથાપિ ધર્મજ્ઞાન તો બાળજીવનની અપેક્ષા રાખી રહેલું છે." આ પુસ્તકના ચાર ખંડ કરવામાં આવ્યા છે. આ પ્રથમ ભાગમાં–પ્રથમ ખંડમાં ધર્મના સામાન્ય તત્વનું જ્ઞાન છે, બીજા ખંડમાં ધર્મ જ્ઞાનપૂર્વક વિધિ ક્રિયા અને આચાર, ત્રીજામાં ધર્મનીતિ તથા ચોથામાં સામાન્ય જ્ઞાન વિષે લખવામાં આવેલું છે. આ પ્રથમ પ્રથમ ભાગમાં ચારે ખંડના ૩૩ પાઠ છે, તેની અનુક્રમણિકા આપી હોત તો વધારે સરલતા વાચકને જણાત. પાઠોના મથાળા બહુજ સહેલા, સાદા અને ગંભીર વિષયો વિષે રાખવામાં આવ્યા છે. જીવ,

જીવ છે એમ સાથી જણાય, જીવની સમજ, કર્મનો બદલો, ભૂંડા કામ કયાં કયાં. સારાં કામ કયાં કયાં, જીવ મલિન અને પવિત્ર શાથી થાય છે, પરમેશ્વર અને જગત, ધર્મપાપનાં કામ અને તેનાં ફળ, પુનર્જન્મ, સ્વર્ગનર્ક, જનાવર અને મનુષ્ય, દુઃખ સુખ અને અખંડ સુખ–મુક્તિ, દયા, વસ્તુજ્ઞાન, શરીર, મન, હૃદય અને સામાન્ય આચાર, નીતિના સાત ભાગો, અને જનધર્મ એ સર્વ પાઠો મનન લાયક છે. પુસ્તકો દરેક રીતે ઉત્તેજનને પાત્ર છે. શ્રીમાનો બાળકોને આવા પુસ્તકોની લહાણી કરી શકે."

૧૧ "**જૈનમાર્ગ પ્રારંભપોથી ભાગ બીજો**–આ ચોવીશ પાનાનું નાનકડું પુસ્તક વિદ્વાન્ યોજક લાલન તરફથી દોઢ આનાની નજીવી કિંમતમાં પ્રસિદ્ધ થયે થોડોક વખત થયો છે. અમને તો ખરા હૃદયથી લાગે છે કે લાલનનું કામ બહુ ઉચ્ચપ્રતિનું છે. અત્રેની બાબુ પન્નાલાલ જૈન હાઈસ્કુલમાં ઉપરના ધોરણમાં આ પુસ્તક યોજક પોતેજ ચલાવે છે. અને પરિણામ ઉચ્ચ આવે એમાં સંદેહજ શો? ઇંગ્રેજીમાં જેમ પ્રાઇમર અને તેની પછી ક્રમવાર નંબરો હોય છે, તેમ આ યોજકે પણ બે પ્રાઇમરો

અને ત પછીથી પાંચ ચોપડીઓ મેટ્રીકનો અભ્યાસ પૂર્ણ થતાં સુધી કરી શકાય તેવી તૈયાર કરી છે. એક પુસ્તકનો રીવ્યુ આ માસિકમાં આગલ લેવાઇ ગયો છે. જૈન ધર્મ સંબંધી જ્ઞાનના ખાસ ઉપયોગી મૂળતત્વોને દેશકાળની પદ્ધતિમાં ગોઠવી વિદ્યાર્થીઓના હૃદયમાં સુગમતાથી સ્થાપિત કરવા એ કામ અતિ મુશ્કેલ અને ખાસ ધાર્મિક શિક્ષણનીજ લાઇનને અનુસરનાર યોજક જેવા વિરલ બંધુઓ કરી શકે એવું છે. શિક્ષણ બે પ્રકારનું છે. બોધક અને શોધક. ઇંગ્રેજીમાં Exercises આપીને જે જે શૈલીથી લાભ થાય છે તેવો લાભ થવા પ્રારંભ પોથીથી આશા રખાય છે. કારણ કે પહેલાં પાઠો આપેલા છે, અને નીચે છોકરાઓ તે સમજી શકયા છે કે કેમ, તે તપાસના પ્રશ્ન પાઠો આપ્યા છે. આ શૈલી અતિ ઇષ્ટ છે. વીશે વીશ બોધપાઠ અતિ ઉપયોગી છે. જે હેતુથી પુસ્તક લખવામાં આવ્યું છે તે સફળ કરનારા અને સહેલી ભાષામાં લખાયલા છે. ધર્મ અને પાપ, શ્રીતીર્થંકર; સૂત્રો, કર્મનો કાયદા, જન્મ મૃત્યુ, જીવ અને કર્મ, સ્વર્ગ, નરક, મુકિત, આચાર, શ્રદ્ધા, શ્રાવક, દેવગુરૂ, ધર્મ, નીતિ અને છેવટે સંસાર કેવો છે, એ

તથા પુસ્તકમાંના સર્વ એકે એક ઉપયોગી પાઠો છે. શિક્ષકોએ જેમ બને તેમ બાળકોને સમજાવવા પ્રયત્ન કરવા જેવું છે. ધર્મના હરેક અંગને યોજકે બહુ સારો ઇન્સાફ આપ્યો છે.

**૧૦ જૈન વિવેક પ્રકાશના અધિપતિ આશ્વિન** ૧૯૬૨. જણાવે છે કે-"જૈન માર્ગ પ્રવેશિકા અને જૈન માર્ગ પ્રારંભપોથી ભાગ-૨ યોજક પંડિત લાલન.

ધર્મ, પ્રમાણગ્રંન્થ, ઇશ્વર, ગુરૂ, આત્મા, કર્મ, સ્વર્ગ, નર્ક, મુકિત, સત્કર્મ, પરોપકાર સામાન્ય આચાર, વ્યસન ત્યાગ, નીતિ ફરજો વિગેરેના સંબંધમાં સામાન્ય જ્ઞાન આપનાર સહેલી અને બાળકોથી સમજી શકાય એવી ભાષામાં લખાયલાં ઉપરનાં પુસ્તકોની પહોંચ સ્વીકારતાં અમને આનંદ થાય છે. નાના બાળકોને બાલ્યાવસ્થામાં ધર્મનું જ્ઞાન કેવી રીતે આપવું તેમના મનમાં ધર્મના સિદ્ધાંતો કેવી રીતે દાખલ કરવાં, તેમની ભવિષ્યની શ્રદ્ધા કેવી રીતે અચળ રહે અને તે ધર્મનાં મૂળતત્ત્વો કુમળા મગજમાં વધારે સ્હેલાએ કેવી રીતે દ્દઢ થાય, તેનો પૂર્ણ ખ્યાલ કર્યા પછીજ ઉત્તમરૂપમાં કર્ત્તાએ ઉપલાં પુસ્તકો બહાર પાડયાં છે. એમ એ પુસ્તકનો અભ્યાસ

કરતાં તરતજ માલમ પડે છે. જીવ, જીવની હસ્તી, જીવની સમજ, સારાં કામ, ભુંડા કામ, કર્મ જીવની મલિનતા, જીવની પવિત્રતા, પરમેશ્વર, પાપનાં કામ, પાપનાં ફળ, પુનર્જન્મ, દુઃખ, સુખ, મુકિત, દયા વિગેરેના જે પાઠો પ્રારંભપોથીમાં નજરે પડે છે તે એવી તો સહેલી ભાષામાં છે કે તે બાળકો માટે ઘણાજ ઉપયોગી થઇ પઢ એવા છે. પ્રારંભપોથીના બીજા ભાગમાં પહેલા ભાગમાં ટુંકમાં વર્ણવેલી બાબતો વધુ વિસ્તારથી આપીને જનધર્મનું જ્ઞાન કુમળા મગજમાં ઠશી શકે એવી યોજનાથી પાઠોની રચના કરવામાં આવી છે. આ પુસ્તકમાં પ્રથમ ધર્મનું સામાન્ય જ્ઞાન આપી પછી વિશેષ જ્ઞાન આપવા પ્રયત્ન કર્યો છે." જે વગર શકે કુમળા મગજના બાળકો માટે ઘણુંજ ઉપયોગી થઇ પડે એમ છે અને તેનો ઉપયોગ દરેક જૈનશાળામાં થાય એવું અમે ઇચ્છીએ છીએ. અમારી ખાત્રી છે કે, તેમાં જૈન-શૈલી બરોબર સચવાઇ છે.

૧૨ **શાહ નારણજી અમરસિંહ** વઢવાણથી લખે છે કે જૈનમાર્ગ પ્રારંભપોથી ભા૦ ૨ જો વાંચી જોયો, તેમાં શાસ્ત્ર વિરૂદ્ધ કાંઇ નથી, પાઠો સરળ અને સમજાય તેવા છે, ભાષા મીઠી અને સારી છે,

અને આ ચોપડી આપણી જૈનશાળાઓમાં ચલાવવા યોગ્ય છે.

**૧૩ શા. અમરચંદ ઘેલાભાઈ** લખે છે કે આપના મોકલેલ પ્રારંભપોથી તથા પ્રવેશીકાના ભાગો મળ્યા, વાંચતાં ઘણો સંતોષ થયો છે. હાલના જમાના પ્રમાણે આ ચોપડીઓ બહુ સારો ફાયદો કરશે અને બાલવયથી તેઓના હૃદયમાં જાતિ અને ધર્મનાં તત્વોનાં સારાં બીજ રોપાશે. તમારો આ પ્રયત્ન ઘણો સ્તુત્ય છે. * * * * * કાર્તક શુદી ૧૧ ૧૯૬૩.

૧૪ મ્યુનીસીપલ સ્કુલોના સુપરિન્ટેન્ડન્ટ મી. એન. જી. વેલીંકર.

M. A. L. L. B.

*Office of the Superintendent Municipal Schools.* Bhuleshwar Market, Bombay 28th June 1908.

My dear Mr. Lalan,

It was very kind of you to send me your જૈનમાર્ગ પ્રવેશિકા and જૈનમાર્ગ પ્રારંભપોથી.

Both of them seem to be well arranged and expressed in simple yet effective language and I am not at all

surprised that they are being widely used among your people.

Wish your books inereasing success.

I am yonrs sincerely,

N. G. Velinker.

**૧૫ વર્તમાન પત્રો શું કહે છે?**

વર્તમાનપત્રો જેવાં કે મુંબઇસમાચાર, જૈન, જૈન વિજય વિગેરેએ પણ આ સીરીઝની એકી અવાજે પ્રશંસા કરી છે. જેઓ વાંચતા હશે તેઓને સારી રીતે જાણીતું હશેજ.

**શ્રીમદ યશોવિજયજી ઉપાધ્યાય વિરચિત પરંજ્યોતિ પંચવિંશતી. કિં, રૂા ૦-૮-૦.**

૧ મુનીમહારાજ શ્રી રત્નચંદ્રજી લખે છે કે -શ્રી યશોવિજયજી ઉપાધ્યાયવિરચિત પ્રથમા-દ્વીતીયા અધ્યાત્મ ઉપનિષદ્ રૂપે આ પુસ્તક અભિપ્રાય અર્થે મળ્યું. વાંચ્યું, વિચાર્યું, અતિ આનંદ થયો, અધ્યાત્મક રસિક પુરૂષોને આ પુસ્તક અપૂર્વ લાભકર્તા છે. **પંડિતલાલનનું** વિવેચન ઉપાધ્યાયજી મહારાજની મૂળ કૃતિને શણગારવા એક ઉમદા હીર **માણેક જડીત આભરણની ગરજ સારે છે. આ** પુસ્તક દરેક વ્યકિતને વાંચવા ભલામણ છે. * * *

सद्वक्ता-भाटे.

**जैनहितेच्छु पत्रना विद्वान् अधिपति रा० रा० नाथुराम प्रेमी** लखे छे के,

**सद्वक्ता**—लेखक, पं० फतेहचंद कपूरचन्द लालन। प्रकाशक मेसर्स मेघजी हीरजी एन्ड कंपनी, पायधुनी बम्बई। मूल्य आठ आना। इस गुजराती भाषाकी पुस्तकमें वक्तृत्व या व्याख्यान देनेकी कलाके सिद्धान्त बतलाये गये हैं। व्याख्याता बनानेवालोंके लिए यह अमूल्य वस्तु है। इसके लेखक अमेरिका यूरोप आदि देशोंमें वर्षो रहे हैं और वहां उन्होंने स्वयं अनेक व्याख्यान दिये हैं और नामी नामी वक्ताओंके सैकडों व्याख्यान सुने हैं। आप स्वयं सुप्रसिद्ध वक्ता हैं। इससे पाठक समज सकते हैं कि यह पुस्तक कितनी उपयोगी होगी। जो ज्ञान पुस्तकोंके द्वारा सम्पादन किया जाता है और जो स्वयं अनुभव करके ग्रहण किया जाता है—इन दोनोंमें बहुत अन्तर है। यह पुस्तक अनुभव ज्ञानसे लिखी गई है। गुजरातीके

नामी नामी विद्वानोंने इस ग्रन्थकी प्रशंसा की है। गुजराती जाननेवाले भाइयोंको इसकी एक एक प्रति अवश्य खरीदना चाहिए।

**રા. રા. શ્રીયુત સાક્ષર રાવબહાદુર હરગોવીંદ દ્વારકાદાસ** પત્રદ્વારા લખે છે કે–**પંડિત લાલન**–કૃત સદ્વક્તાએ ગુર્જર સાહિત્યમાં કીંમતી ઉમેરો કર્યો છે. ગુજરાતીઓ વક્તૃત્વશક્તિમાં બીજાઓને મુકાબલે મોળા જોવામાં આવે છે. એ શક્તિ મેળવવા માટે જેમ પૂરતા યત્ન થતા નથી, તેમ તેને માટે સારાં પુસ્તકોનો પણ અભાવ છે. વિદ્યાર્થીઓને અને વક્તૃત્વશક્તિ કેળવવાની ઇચ્છા રાખનારાઓને સદ્વક્તા ઉપયોગી સાધન થઇ પડશે.

પૂર્વવાદ સંગ્રહમાં સારા વિષયોનો સમાવેશ હોઇ તે વિષે વાદવિવાદ વખાણવા લાયક થયો છે. બીજા ખંડમાં રેખાપત્રો વધારે લેવાયાં હોત તો સારૂં થાત. ત્રીજા ખંડમાં વાદવિવાદશીલ વિષયોની સારી ભરતી છે. જો કે વકતૃત્વશક્તિ શાથી પ્રાપ્ત થાય છે એ વિષયમાં ઘણી વાતો આવે છે, તથાપિ એક કળા તરીકે શું શું કેવી રીતે પ્રાપ્ત કરવું, ભાષાને માટે કયા કયા ઇલાજ લેવા, હાવભાવ કેવા જોઇએ, વક્તામાં બીજા

કયા કયા ગુણ જોઇએ, એ બાબત એક પ્રકરણ લખાયું હોત તો ઠીક થાત. પુસ્તકની ભાષાનું વલણ અંગ્રેજી ઢબ તરફ કેટલુંક મુકેલું જણાય છે તે ઉપર દાખલા દૃષ્ટાંત પુરાવા આદિ બનતા સુધી દેશી આપવા ઉપર, અને ભાષામાં રહી ગયેલી કંઈ કંઇ અશુદ્ધતા ઉપર વિદ્વાન કર્ત્તા હવેની આવૃત્તિ વખતે લક્ષ આપશે, એવી આશા છે.

છેવટ પંડીત લાલને મેળવેલી ફતેહ માટે હું તેમને મુબારકબાદી આપું છું, અને ઇચ્છુ છું કે તેમના ગ્રંથનો લોકોમાં બહોળો ઉપયોગ થાય.

વડોદરા તા. ૧૬ જુલાઇ ૧૯૧૫ } હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા.

**રા. રા. ઠાકોરભાઈ પોતાના પ્રજાબન્ધુ પત્ર** તા. ૨૫ મી મે સને ૧૯૧૩ માં લખે છે કે **સદ્વક્તા** પંડિત ફતેહચંદ કપૂરચંદ લાલને રચેલા આ પુસ્તકની બીજી આવૃત્તિની એક પ્રત અમોને તેના પ્રકાશક મેસર્સ મેઘજી હીરજીની કંપની તરફથી પ્રાપ્ત થઇ છે. ભાષણ કરવાના નિયમો અને વક્તૃત્વની કળા ખીલવવાને માટે એક ભાષણકારે પોતાના વિષયનું પ્રતિપાદન કેવી ઢબથી કરવું જોઇએ તે સંબંધી સૂચના અને માહિતીથી ભરેલું આ પુસ્તક ગુજરાતી

સાહિત્યમાં અગત્યનું સ્થાન રોકી રાખે તેવું છે. પુસ્તકના પ્રારંભમાં વક્તાને થોડી શિખામણ આપીને પછી એક નિયમસર મંડળીએ પોતાના વાદ—પ્રતિવાદને કેવા નિયમો પ્રમાણે આગળ ચલાવવા જોઇએ, તત્સંબંધી માહિતી આપી છે. ગ્રંથના પ્રથમ ખંડમાં કેટલાક વિવાદાત્મક વિષયો ઉપર ગ્રંથકર્તાએ જુદાં જુદાં ટૂંકા ભાષણો આપ્યાં છે અને તે સામેનો પ્રતિવાદ પણ આપીને પુનઃ બીજો વક્તા તે પ્રતિવાદનું કેવી રીતે ખંડન કરે છે તે પણ દર્શાવી આપ્યું છે. નમૂનાને માટે પ્રથમ ખંડમાં લેવામાં આવેલા વિષયોની સંખ્યા ઘણી નાની છે. આવા પુસ્તકમાં કાંઇ દરેક વિષય ઉપરની નોંધ કે વિવેચનો આપી શકાય નહિ, પરન્તુ વિવાદ માટે યોગ્ય વિષયોના સર્વ પ્રકારનાં થોડાં થોડાં દૃષ્ટાન્તો તો આપવામાં આવેલાં હોવાં જોઇએ. આમાં આપવામાં આવેલા વિષયોમાં “ **સ્વદેશને સર્વથી વિશેષ લાભ કોણ કરી શકે? શૂરવીર, રાજનીતિજ્ઞ કે કવિ?” શું નાટકોથી લોકો નીતિમાન થાય છે?” હાલમાં વધતો જતો સુધારો માણસોની નીતિમાં પણ વધારો કરે છે કે કેમ?”** એ અને બીજા વિષયોપરનાં જુદા જુદા વક્તાઓ તરફનાં ભિન્ન ભિન્નમતદર્શક ભાષણો

વાંચવા જેવાં છે. પુસ્તકના દ્વિતીય ખંડમાં કેટલાક વિષયો ઉપર ટુંકા રેખાચિત્રો આપ્યાં છે અને તેમાંના સઘળા વિષયો પણ ગહન છે. તૃતીય ખંડમાં વિવાદ શીલ ૧૧૯ વિષયો ઉપર ટૂંક સૂચનાઓ આપી છે અને તે સૂચનાઓની મદદથી વકતા જો પોતાના વિચારોનો વિકાસ કરીને ભાષણો આપવા ધારે તો તેમ કરી શકે એ નિઃસંશય છે. એ પ્રમાણે કેટલેક અંશે વકતૃત્વકળા ખીલવવા ઈચ્છનારને આ પુસ્તક સાહાચ્ય કરી શકે તેવું છે. વકતૃત્વકળાના અભ્યાસનો નવો ઉમેદવાર શીખી શકે તેવી સરળ અને ક્રમિક શૈલીની ન્યૂનતા આ પુસ્તકમાં જોવામાં આવે છે, તોપણ એકંદરે પુસ્તક ઉપયોગી થયું છે. પુસ્તકનું કદ ૧૬૪ પૃષ્ટનું છે અને કાચા પુંઠાના પુસ્તકનું મૂલ્ય ૮ આના અને પાકા પુંઠાના પુસ્તકનું મૂલ્ય ૧૨ આના રાખ્યું છે તે ઉચિત છે. પુસ્તકની બીજી આવૃત્તિ થઇ છે એ એની લોકપ્રિયતાની નિશાનીરૂપ છે. પ્રજાબન્ધુ તા. ૨૫ મે ૧૯૧૩.

**જૈન પત્રના મરહુમ અધિપતિ સાક્ષરરત્ન ભગુભાઇ ફત્તેહચંદ કારભારી પોતાના જૈન પત્રના** તા. ૪ મે ૧૯૧૩ ના અંકમાં લખે છે કે–

પંડિત ફત્તેહચંદ કપૂરચંદ લાલનકૃત “ સદ્‌વક્તા” નામનું પુસ્તક તેના પ્રકાશક મી. મેઘજી હીરજી બુકસેલર પાયધુની નં. ૫૬૬ મુંબઈ તરફથી અમને અવલોકન અર્થે પ્રાપ્ત થયું છે. આ પુસ્તકની પ્રથમાવૃત્તિ આજથી ઘણાં વર્ષો અગાઉ પ્રગટ થઇ હતી. લાંબા અંતરાય પછી પણ તેની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થવાનો સંયોગ પ્રાપ્ત થયો છે, એ તે પુસ્તકની ઉપયોગિતા સિદ્ધ કરે છે. અંગ્રેજી ભાષામાં આવી જાતનાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે અને થાય છે, જ્યારે ગુજરાતીમાં આ પ્રકારનો નવીનજ પ્રયાસ માલુમ પડે છે. વક્તા થવાની અભિલાષા પોતાનું નામ છાપામાં ચડાવવાની ઇચ્છાને લીધે ઘણાને ઉદ્‌ભવે છે. કેટલાક સભાપતીની પાંચ કે દશ મીનીટને માટે બોલવાની પરવાનગી માગી વક્તાસન ઉપર ચડી જાય છે. પરંતુ તેઓ તો તેને હીન્દુ પુરાણોમાંના બ્રહ્માની મીનીટો સમજે છે, અને માત્ર ‘ભાષણ કરવાનું છે ’ એટલોજ ઉદ્દેશ લક્ષમાં રાખી ફાવે તેમ ભરડે છે. આમ કરીને તેઓ શાન્ત શ્રોતાઓની સહનશીલતાની કસોટી કરતા હોય એમ જણાય છે. પં. લાલનની વકતૃત્વશક્તિ માટે આપણને માન

છે. એટલુંજ નહીં પરંતુ તેમના જણાવવા મુજબ વ્યાખ્યાનો શ્રવણ કરવાનો પણ તેમને ઘણો શોખ છે. તેથી ઉપર જણાવેલા વક્તા (?) મહાશયોને ધીરજથી સાંભળવાનું માન તેમને મળ્યું હોય તે બનવા જોગ છે. તેથી તેવા વક્તાઓ ઉપર દયા આણી તેમને પણ સદ્‌વક્તા બનાવવાને આ " સદ્‌વક્તા " પુસ્તક તેમણે તૈયાર કર્યું હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. આણું પુસ્તક વાંચવા યોગ્ય અને માર્ગદર્શક થઇ પડે તેવું છે. આ પુસ્તકના ત્રણ ખંડ પાડવામાં આવ્યા છે. પ્રથમ ખંડમાં જુદા જુદા ૬ વિષયોમાં જુદા જુદા વક્તાઓના વિચારો પોતપોતાના સિદ્ધાન્તોને પ્રતિપાદન કરનારી દલીલો સાથે આપવામાં આવ્યા છે. બીજા ખંડમાં વાદવિવાદનાં રેખાચિત્રો આપી અમુક વિષયની પુરતીમાં કેવી દલીલો મૂકી શકાય, તે બતાવ્યું છે. ત્રીજા ખંડમાં વાદવિવાદશીલ ૧૧૬ વિષયો કેટલીક સૂચનાઓ સાથે આપવામાં આવ્યાં છે. આ ' સદ્‌વક્તા ' નો અભ્યાસ અને મનન કર્યાથી એક માણસ સદ્‌વક્તા થઇ શકે ખરો, પરંતુ તેમાં સદ્‌વક્તા કેવો હોવો જોઇએ તથા સદ્‌વક્તા અને મિથ્યાભાષી વક્તા

જનસમાજના લાભાલાભમાં કેવી અસર નિપજાવે ઇ-ત્યાદી બાબતો નવી આવૃત્તિમાં વિસ્તાર પૂર્વક ચર્ચ-વામાં આવા હોતતો આ વિષયમાં સામાન્ય પ્રવેશકોને માટે કેટલીક સરલતા થઇ પડત ખરી; પરંતુ આમ હોવું જોઇએ અને આમ કર્યું હોત તો ઠીક હતું એ સાંકેતિક ભૂતકાળની ચર્ચાને બાજુએ મૂકી જરા પણ અતિશયોક્તિ સિવાય એટલું તો કહી શકાશે કે તેમાં જે સમાવીષ્ટ થયું છે, તે વાંચવા લાયક, જાણવાજોગ અને મનનીય છે. આ પુસ્તકના પ્રથમ ખંડમાં "હાલનો વધતો જતો સુધારો નીતીમાં પણ વધારો કરે કે કેમ" એ ચોથો વિષય છે. જુદા જુદા વક્તાઓના અભિપ્રાયોને અંતે સિદ્ધાન્ત એવો દર્શાવવામાં આવ્યો છે કે હાલમાં વધતો જતો સુધારો જ્ઞાન નીતીમાં પણ વધારો કરતો જાય છે. આ વીવાદાત્મક વીષય છે. આપણામાં સામાન્યરીતે સુધારાની વ્યાખ્યા જુના જુના વીચારના માણસો જેનાથી ભડકે છે, તેવા પ્રકારની છે. ભાઇ લાલન ખરા સુધારાને સુધારો કહે છે. જેમાં સુધારો છે તેમાં વધારો હોયજ, પરંતુ તો પછી પ્રશ્ન એ થશે કે ત્યારે અગાઉ શું નીતીનું પ્રમાણ સાંપ્રત સમય કરતાં ઓછું હતું?

આપણા ધર્મગ્રંથો અગાઉની નીતીના સંબંધમાં જે દ્રષ્ટાન્તો પુરા પાડે છે, તેના તરફ લક્ષ આપતાં અત્યારની સ્થિતી માટે શોક કરવાની આપણને ફરજ પડે છે. વળી "શું નાટકોથી લોકો નીતિમાન થાય છે?" એ વિષયના અંતમાં જણાવવામાં આવ્યું છે કે 'નાટકો મનુષ્ય વર્ગને નીતીમાર્ગે દોરે છે એ વાત સર્વથૈવ અસત્ય છે.' પરંતુ જો ઉંચા પ્રકારની શૈલીવાળું, કેવળ નીર્દોષ ભાવ પ્રકટ કરતું, કુદરતના નીયમોથી એક ક્ષણ પણ વિરુદ્ધ નહી થનારૂં, ઉપદેશજન્ય નાટક સ્ટેજ ઉપર ઉચ્ચ ભાવનાવાળા કેળવાયેલા નટોદ્વારા રજુ થાય તો તે કયા માર્ગે દોરી જાય, એ અમારો પ્રશ્ન છે. અમે અમારો અભિપ્રાય પ્રગટ નહી કરતાં અમારા વાંચકોને આ પુસ્તક વાંચવાની તથા ભાઇ લાલનને ઉક્ત પ્રશ્ન સંબંધી વીચાર કરવાની ભલામણ કરીશું. આ પુસ્તકની ભાષા રસીક અને સરલ છે. લગભગ ૧૨ પેજી ૧૪ ફર્માનું અને પાકા પુંઠાનું પુસ્તક હોવા છતાં તેની રાખેલી બાર આનાની કીમત વધારે નથી. આવા પુસ્તકોનો બહોળો ફેલાવો આપણી કોમમાં થાય, એવું અમે ઇચ્છીએ છીએ.

**શાસ્ત્રી જીવરામ જયશંકર.** પત્રદ્વારા મુંબઇ-થી તા. ૨-૪-૧૫ ના રોજ લખી છે કે-**મિત્રવર્ય લાલનજી.**

આપનો સદ્‌વકતા નામનો ગ્રન્થ મને મળ્યો તે વાંચતાં ઘણો આનંદ થયો. માણસોને વક્તૃત્વશક્તિ ખીલવવાને આપનો આ ગ્રંથ ઘણો ઉપયોગી થઇ પડશે. એવું મારૂં માનવું છે. કારણ કે આજસુધી કોઇ પણ વિદ્વાન્ તરફથી તેવો ગ્રંથ અસ્તિત્વમાં આવ્યો હોય, એવું જાણવામાં નથી. આવીજ રીતે આર્યાવર્તના વિવિધ ધર્માચાર્યો વિવિધ વિષયોનો વિચાર અન્તઃશત્રુઓને છોડીને કરે તો વધારે ઉપ-યોગી થઇ પડી જનસમાજનું કલ્યાણ કરી શકે અને દુનિયાના અધર્માંધકારનો નાશ થયા વિના રહે નહીં. તૃતીય ખંડમાં અનેક વિવાદાસ્પદ વિષયોનાં નામો આપી ગ્રંથની ઉપયોગીતામાં આપે ઘણી વૃદ્ધિ કરી છે.

છેવટમાં હું એટલું જણાવું છું કે આપનો આ સદ્‌વક્તા નામનો ગ્રંથ આર્યાવર્તની પ્રજામાં પોતાના નામને સાર્થક કરતો વિવિધ પ્રકારે જ્ઞાનના પ્રસારમાં સહાયભૂત થાય એવી મારી ઉત્કટ શુભેચ્છા છે.

## રા. રા. એન. જી. વેલિનકર

### એમ. એ. એલ. એલ. બી.

મ્યુનિ. સ્કુલોના સુપ્રીન્ટેન્ડેન્ટ મુંબઇથી લખે છે કે—

I have looked into Pandit Fatechand Lalan's book entitled સદ્વક્તા or First Steps for beginners of the Art of Public Speaking. The book appears to me to be very well written and to treat the important subject of Oratory in an interesting, clear and suggestive manner. It also contains much useful information and is calculated to be of much use to the teacher or to the student desirous of self improvements.

Bombay. 16 th. Sept. 1912.

N. G. Velinker M. A. L. L. B.

## ગુર્જર તરજુમો.

પંડિત ફતેહચંદ લાલનનું સદ્વક્તા યાને ભાષણકળાના અભિલાષિયો માટે પ્રથમોપક્રમનું પુસ્તક હું વાંચી ગયો છું. સદર પુસ્તક ઘણી સરલ રીતે લખાયેલું છે. અને વકતૃત્વનો જરૂરી વિષય ઘણો

રસ પડે તેવી રીતે અને સૂચના સહિત આપ્યો છે. તેમાં ઘણી ઉપયોગી હકીકતો આપવામાં આવી છે, અને તેથી શિક્ષકને તથા જાતી ઉમંગથી આગળ વધતા વિદ્યાર્થીને તે ઘણું મદદ આપનારૂં થઇ પડે છે.

મુંબઇ તા. ૧૬ મી સપ્ટેમ્બર ૧૯૧૨.

**એન. જી. વેલીનકર**

એમ. એ. એલ. એલ. બી.

**રા. રા. જમીએતરામ ગૌ. શાસ્ત્રી બી. એ.**

ડે. ઇન્સ્પેકટર. લખે છે કે—

આપનું (સદ્દવકતા) પુસ્તક મળ્યું, તેમાં ચર્ચાયેલો વિષય ગુજરાતી ભાષામાં પ્રથમ જ અસ્તિત્વમાં આવ્યો છે. અને તે લાવવાનો આપે સારો પ્રયાસ કર્યો છે. માટે આપને ધન્યવાદ ઘટે છે. વકતૃત્વશક્તિનું પ્રાબલ્ય ઈંગ્લાંડાદિક પાશ્ચાત્ય દેશોની દૈનિક પ્રવૃત્તિમાં કેન્દ્રસ્થાન ભોગવે છે, એ બાબત સર્વથા જાણીતી છે. આપના સ્તુત્ય પ્રયાસનો લાભ જો ઉચ્ચાભિલાષિ યુવકો અને ખાસ કરી આપણા ધર્મોપદેશકો લેશે તો તેથી તેમને લાભ થશે, એટલું જ નહિ પરંતુ, આપણા જનસમાજને ઉત્કૃષ્ટ કરવાની ખાએશ રાખનારાઓની મુરાદ પણ પાર

પડશે, એવું મારી અલ્પમતિ મુજબ ધારવું છે. છેવટે હું એટલું જ જણાવવાની રજા લઉં છું કે, આ કરતાં વધુ કઠીન્ વિષયોવાળું બીજું પુસ્તક આપ પ્રસિદ્ધ કરશો તો આપની ભાષાની સાદાઇ અને સરળતા જોતાં મને એમ લાગે છે કે તેથી લાભ સારો થશે.

સુરત, સગરામપુરા.

તારીખ ૧૧ મી અકટોબર ૧૯૧૨.

રા. રા. હિમતલાલ ગણેશજી અંજારીઆ.

એમ. એ.

મ્યુનિ. સ્કુલ. આ. સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ મુંબઇથી લખે છે કે—

સ્નેહી ભાઇ શ્રી લાલન !

આપનું "સદ્વક્તા" હું હમણા જ ફરીથી જોઇ ગયો. ગુજરાતી વાચકોમાં આવાં પુસ્તકની આટલી થોડી કદર જોઇ ખરેખર ખેદ થાય છે. વક્તા થવાને ઇચ્છનારાને તો આ પુસ્તક સારી પેઠે માર્ગ-દર્શક થઇ પડે તેવું છે, એટલું જ નહિં પણ સામાન્ય વાચકને પણ તે એક બોધદાયક અને ઉચ્ચ આશય બતાવનાર સન્મિત્ર જેવું થઇ પડશે એમ

મને ખાતરી થાય છે. તેનો પહેલો ભાગ દરેક વિ-
દ્યાર્થીએ જ નહિં, પણ દરેક વિચારકે પણ અવશ્ય
વાંચવા જેવો છે. **ભાષણનું જોર, વિચારની શ્રેણી,
દલીલનું વજન અને નિર્ણયાત્મક વચનોનું
ગાંભીર્ય દરેક વાંચનારને ખરેખર ઘણું જ
લાભકારક નિવડે તેવું મને જણાયું છે.**

બીજા ભાગનાં રેખાચિત્રો વધારે હોય તો સારૂં
એમ મને લાગ્યું, કારણ માત્ર એટલું જ કે વિચાર
કરતાં શીખનારને માર્ગદર્શક ભોમીયો બહુ જ મદદ-
રૂપ થઇ પડે છે, એવું મ્હારૂં માનવું છે. માત્ર ચાર
વિષયને બદલે જો આપ તેવા ચાળીશ વિષય લઇ
શકયા હોત તો બીજા કેટલો બધો લાભ મેળવી શકત !

ત્રીજો ભાગ ખરેખર સારી પેઠે પૂર્ણ છે. અને
આના માર્ગદર્શન પછી આપના શિષ્ય જોરદાર વક્તા
બની સભાના ચિત્તને સાંકળી રાખે એમાં કશી
નવાઈ નથી.

વક્તાઓમાં કેવા કેવા ગુણ હોવા જોઇએ અને
તે ગુણો મેળવવા કેવા દ્રઢ અને ચાલુ અભ્યાસની
જરૂર છે, એટલું જો ઉપોદ્‌ઘાતરૂપે ઉમેરી શકો તો
વળી ઓર લાભ વધે.

આ સૂચના આપના તરફથી બને તેટલો વધારે લાભ હોવાની અભિલાષાથી જ અપાય છે. એક શીખનાર તરીકે જ આપું છું. ઉપદેશક તરીકે નહિં એટલું જણાવવાની જરૂર રહેશે ?

છેવટે એટલું જ કહીશ કે આવાં પુસ્તકોની અનેક આવૃત્તિઓ થાય અને અસંખ્ય નકલો વંચાય અને વેંચાય એટલું ઇચ્છી આપના સત્કાર્યમાં સંપૂર્ણ વિજયની આશા રાખું છું. એજ,

તા. ૩ સપ્ટેમ્બર ૧૯૧૨.

**રા. રા. જેકીસનદાસ જેઠાભાઇ બી. એ.**

સંસ્કૃત પ્રોફેસર શામળદાસ કોલેજ ભાવનગર. લખે છે કે—

**પરમ શ્રીયુત લાલન,**

આપનો 'સદ્વક્તા' ગ્રંથ જોઇ જતાં ઘણો આનંદ થયો. અંગ્રેજી ભાષામાં આવી પદ્ધતિથી Pros & cons, Fumds in Council આદિ ગ્રંથો છે, છતાં ગુર્જર ભાષામાં આ પદ્ધતિના ગ્રંથો અધિક જોવામાં આવતા નથી. નિશ્ચિત સિદ્ધાન્તરૂપ વિચારો પ્રજા આગળ ધરવા એ એક પ્રકારે તેમનું શ્રેય સાધે છે એ સત્ય છે. વિવિધ વિષયોપર ઉભય પક્ષ જણા-

વવા અને તેમાંથી કયો કેટલે અંશે સત્ય છે તથા બળવાન છે એ નિશ્ચય કરવાની ફરજ વાચકને સોંપવી એ પદ્ધતિ અન્ય પ્રકારે મનનો વિકાસ કરનારી હોવાથી પ્રજા વર્ગનું શ્રેયસ સાધે છે. એ પણ તેટલું જ સત્ય છે, અને તેથી આ પદ્ધતિ ન્યૂનપણે પ્રશંસાને પાત્ર નથી.

'સદ્વક્તા' ના તૃતીય ખંડમાં અનેક વિવાદાસ્પદ વિષયોનાં નામ આપી ગ્રંથની ઉપયોગિતામાં આપે ઘણી વૃદ્ધિ કરી છે.

ગ્રંથની દ્વિતિયાવૃત્તિ આપ પ્રકટ કરો એ જાણી અધિક સંતોષ થાય છે, કારણ કે આ આવૃત્તિમાં શબ્દશુદ્ધિ પણ સારી રીતે કરવાનો યોગ આવશે અને તેથી ગ્રંથની ઉપયોગિતામાં વૃદ્ધિ થશે.

તે તે વિષયને વિશેષ વિસ્તારથી જે જે ગ્રંથમાં ચર્ચ્યો જાણવામાં હોય તે તે ગ્રંથોનાં નામો ગ્રંથમાં યોગ્ય સ્થળે ઉલ્લેખાય તો પ્રજાવર્ગપર આથી પણ અધિક ઉપકાર કરનાર એ ગ્રથ થઇ રહે, એવી આશા રખાય છે.

આપે આ ગ્રંથ લખવામાં કરેલો પ્રયત્ન પ્રશંસાપાત્ર છે અને એ આપના શુભ પ્રયત્નને ગુર્જર

પ્રજાવર્ગ ઉચિત અનુમોદન અવશ્ય આપશે જ.

આપનો સદ્દવક્તા આપણી પ્રજામાં પોતાના નામને સાર્થક કરતો વિવિધ પ્રકારે જ્ઞાનના પ્રસારમાં સહાયભૂત થઇ રહે, એજ શુભેચ્છા છે. સુરત, તા. ૧૫-૧૦-૧૨

**કવિ નાનાલાલ દલપતરામ એમ. એ.** લખે છે કે—

" જેટલે દરજ્જે ભાષણ કરવું એ કળા છે, તેટલે દરજ્જે તે શિક્ષણનો વિષય છે અને જેમ સહુ કળાઓમાં તેમ આમાં પણ નિયમો કરતાં ઉ- દાહરણથી જ વધારે સારૂં શીખવાય છે. એમ કહે- વાય છે. ઇંગ્લાંડના સારામાં સારા વક્તાઓ ઓક્ષફર્ડ કેમ્બ્રિજના શારદાપીઠમાંથી ભાષણ પદવીઓમાં કેળ- વાઇ મ્હોટા થાય છે. સુવિખ્યાત જૈન પંડિત લાલ- નનું પુસ્તક સદ્દવક્તા આ ધોરણ પ્રમાણે નિયમોથી નહિ પણ ઉદાહરણોથી વક્તૃત્વના કપરા વિષયમાં નવ અભ્યાસીઓને પ્રવેશ કરાવે છે. એમનો પ્રયત્ન સારો છે; અને પુસ્તકની બીજી આવૃતિની જરૂર પડી છે,એજ એ પુસ્તકની ઉપયોગિતાની સાબીતી છે."

**નાનાલાલ દલપત્તરામ કવિ.**

રાજકોટ, તા. ૨૭-૯-૧૨

**પ્રજાબંધુ**, તા. ૨૦ નવેમ્બર ૧૯૧૦ માં આપેલો અભિપ્રાય. **પરંજયોતિ પંચવિંશતિ**—જૈનોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજીએ આ ગ્રંથ મૂળ સંસ્કૃત ભાષામાં બે ખંડમાં લખેલો જે દરેકમાં પચ્ચીસ પચ્ચીસ શ્લોકો આપવામાં આપેલા છે. દરેક ખંડમાં પરંજયોતિ પરમાત્માનું સ્વરૂપ જૈનદૃષ્ટિથી આલેખવામાં આવ્યું છે. આ ગ્રંથમાં મૂળ શ્લોક સાથે ઝવેરી માણેકલાલ ઘેલાભાઇનો લખેલ ગદ્ય તથા પદ્યમય અનુવાદ આપવામાં આવેલો છે. અને તેના ઉપર પંડિત લાલને વિસ્તારપૂર્વક અને સહેલી ભાષામાં વિવેચન લખ્યું છે. અનુવાદ અને વિવરણ વાંચવાથી શ્લોકનો ભાવાર્થ સમજી જવાય છે, પરન્તુ તેનો વિશેષ ગૂઢ અર્થ વિવેચનથી સ્પષ્ટ થઇ જાય છે. વિષય ગૂઢ છે અને તેને મનન કરવાનું કાર્ય સામાન્ય સમાજને દુર્ઘટ થઇ પડે તેવું છે, છતાં પ્રસિદ્ધ કર્ત્તા શા. મેઘજી હીરજીની કુંપની (પાયધુની મુંબઈ) એ તેનો વિશેષ ફેલાવો કરવાની ઇચ્છાથી મૂલ્ય માત્ર આઠ આના રાખ્યું છે, તે પાકા પુંઠાના અને ૧૩૦ પૃષ્ટના પુસ્તકને માટે સ્વલ્પજ લેખાશે.

**શ્રમણ નારદ**—મૂલ્ય રૂા. ૦–૦–૬ અનુવાદક પંડિત **લાલન.** આ વાર્ત્તા યુરોપ તથા અમેરિકામાં અત્યંત પ્રસિદ્ધિને પામેલી છે. અયોગ્ય કર્મનાં અયોગ્ય ફળ મળે છે, એ સિદ્ધાન્તનું તે ઉત્તમ પ્રકારે સમર્થન કરે છે, શ્રમણે પાણ્ડુ નામના વેપારીને અંતઃકરણમાં કોતરી રાખવાનાં જે ત્રણ વાકયો પ્રબોધ્યા છે, તે એકલા પાણ્ડુએ કોતરી રાખવાના નથી, પરન્તુ પ્રત્યેક મનુષ્યે કોતરી રાખવાનાં છે તે વાકયો આ છેઃ–

૧ જે કોઇ બીજાને દુઃખ આપે છે, તે પોતાને દુઃખ આપનારાં બીજ પોતામાં વાવે છે.

૨ જે કોઇ બીજાને સુખ આપે છે, તે પોતાને સુખ થવાનાં બીજ પોતાનાં હૃદયમાં વાવે છે.

૩ હું મારા જાતિભાઇઓથી જુદો છું એ ખોટી સમજ છે. ગ્રંથની પ્રસ્તાવનામાં લેખક લખે છે કે કેટલાક સદ્‌ગૃહસ્થોએ આ વાર્તા વાંચી કોર્ટમાં પોતાના ચાલતા કેસ માંડી વાળ્યા છે. કેટલાકે કેસ ચલાવવાના વિચારો પડતા મૂકયા છે. કેટલાકના ઘરમાં, કુટુંબમાં, ન્યાતમાં ચાલતા કંકાસ ટળી ગયા છે.

મહાકાલ પુસ્તક ૨૨ મું–અંક ૮ મો.

ૐ

# જૈનમાર્ગપ્રવેશિકા.

## નં. ૩ જો.

## પાઠ ૧ લો.

### જીવ એજ કર્ત્તા છે, જીવ એજ ભોક્તા છે, અને જીવ એજ હર્તા છે.

આ જગતમાં પદાર્થ છ છે, તેમાં પાંચ અરુપી અને એક રુપી છે. [1]અરુપીમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય; આકાશાસ્તિકાય, કાળ, અને જીવાસ્તિકાયનો સમાવેશ

---

૧ અન્ય દર્શનમાં-ધર્મમાં-સંપ્રદાયમાં ઇશ્વર કર્ત્તા મનાય છે.

થાય છે. અને રુપીમાં એક જ પુદ્ગલાસ્તિકાય છે. ટુંકા-માં આ છ પદાર્થનું સામટું નામ તે જગત્ છે, અરુપી પદાર્થમાંથી પહેલાં ચારનું વર્ણન આપણે આ પુસ્તકમા-ળાના નંબરોમાં શીખી ગયા છીએ માટે આ પાઠમાં આ-પણે જીવ વિશે વાત કરીશું.

આ આખા જગત્માં ભરેલા છ પદાર્થોમાં આકાશ એ મોટામાં મોટો પદાર્થ છે, અને એ આકાશના જેટલા ભાગમાં ધર્મ, અધર્મ, કાલ, જીવ અને પુદ્ગળ ભરેલાં છે, તેટલા ભાગને લોક કહે છે. એ લોક સિવાયના આકાશના ભાગને અલોક કહે છે. લોકમાં બે પદાર્થ મુખ્ય છે, જીવ અને પુદ્ગલ. જીવ એ અરુપી છે, ચૈતન્યરુપ છે, [1]વીર્ય-રુપ છે, પવિત્ર અને ઉત્તમ પદાર્થ છે. પુદ્ગલ રુપી અને જડ છે, જીવ કરતાં ઘણી ઓછી શક્તિ ધરાવનાર છે અને જીવને તાબે રહેનાર **અધમ** પદાર્થ છે.

પુદ્ગલ બે રીતે રહે છે. જીવની સાથે અને છટા. જીવની ક્રિયાવડે જીવની સાથે જે સૂક્ષ્મ પરમાણુ પણે

---

કોઇમાં બ્રહ્મા કર્ત્તા, વિષ્ણુ રક્ષિતા ( ભોક્તા ], અને શિવ સંહર્તા ગણાય છે. વળી કોઇમાં એકજ ઇશ્વરમાં સર્જનશક્તિ, પાલનશક્તિ અને સંહારશક્તિ છે, એમ દેખાડવામાં આવે છે. પરંતુ જૈનશાસ્ત્ર તો જીવનેજ કર્તા, હર્તા અને ભોક્તા માને છે.

૧ બળ–પરાક્રમ.

પરિણમેલ પુદ્ગલ રહે છે, તે કર્મ કહેવાય છે, એ કર્મ પુદ્ગલોમાં વારફેર કરનાર પણ જીવ જ હોવાથી તે જુદા જુદા કર્મનો [1]કર્ત્તા ઠરે છે.

જીવ સ્વભાવે સ્ફટિક રત્ન જેવો નિર્મલ છે.[2] પરંતુ કર્મના અતિ નિકટપણાને લીધે ઝાંખો-મેલો જણાય છે જીવને કર્મ એ ઉપાધિ છે અને એ ઉપાધિવડે મેલા થયેલા જીવમાં રાગ, દ્વેષરૂપ વિકાર ઉત્પન્ન થાય છે અને તેને લીધે તે નવાં કર્મ બાંધતો જાય છે. આ રીતે જીવ એજ કર્તા છે.

## જીવજ ભોક્તા છે.

જે કરે તેજ ભોગવે, એ ન્યાયનો સિદ્ધાંત છે. જીવ જે જે કર્મ કરે છે, તે તે કર્મનાં ફળ તે પોતેજ ભોગવે

---

૧ માલિક પણ જ્ઞાનજ છે. જડના સ્વભાવને લઇને પોતાના વિભાવિક અજ્ઞાનતાવાળો જણાય છે, તથાપિ તે તો જડ ને જ્ઞાન પ્રકાશ આપી રહ્યો છે.

[ લઘુબંધુ શિવ. ]

૨ જેમ જલનો સ્વભાવ શીતતા છે. પરંતુ અગ્નિના દાહ સ્વભાવનો પાશ લાગતાં ઉનું પાણી શરીરને દઝાડે છે તથાપિ પાણીની શીતતા અગ્નિને ઠારે છે તેમ જીવનો શુદ્ધ સ્વભાવ જ્ઞાનજ છે, જડના સ્વભાવને લઇને પોતાની વિભાવિક અજ્ઞાનતાવાળો જણાય છે તથાપિ પોતે તો જડને પ્રકાશ આપી રહ્યો છે.

[ લઘુબંધુ શિવ. ]

છે. જો તે સારાં કામથી શુભ કર્મ બાંધે છે, તો તે સ્વર્ગ વગેરેનાં સુખ ભોગવે છે.[1] અને જો તે ભૂંડા કામ કરી અશુભ કર્મ બાંધે છે, તો નરક વગેરેનાં દુઃખ ભોગવે છે —વેઠે છે[2] માટે **જીવ એજ ભોકતા છે.**

## જીવજ સંસર્ત્તા છે.

સંસારમાં ફરનાર એટલે જુદા જુદા ભવ કરનાર તે સંસર્ત્તા કહેવાય. જીવ પોતાનાં કરેલાં કર્મ પ્રમાણે અનાદિકાળથી, દેવ, મનુષ્ય, તિર્યંચ, અને નરક એ ચાર ગતિઓમાં ફરતો રહે છે. અને તે રીતે આ ગતિમાં આવેલી ચોરાશી લાખ યોનિયોમાં પણ ભટકે છે. માટે **જીવજ સંસર્ત્તા છે.**

## અને

## જીવજ પરિનિર્વાતાછે.

કર્મોનો નાશ કરી અંત લાવે તો તે નિર્વાણ કે પરિનિર્વાણ કહેવાય છે, અને અંત લાવનાર નિર્વાતા કે પરિનિર્વાતા કહેવાય છે. જેમ જીવ કર્મ બાંધે છે, તેમજ તે તેને તોડી પણ શકે છે. કર્મને તોડવાં એટલે પોતાથી પુરેપુરાં અલગાં કરવાં, તેજ મોક્ષ કહેવાય છે. માટે જીવ જ્યારે પોતાના સ્વરૂપને ઓળખે છે. ત્યારે બળવાન, થઈ

---

૧ અથવા મનુષ્યભવમાં પણ સ્વર્ગીય સુખ ભોગવે છે.

૨ અથવા મનુષ્યભવમાં પણ નરકનાંજ જેવાં દુઃખો ખમે છે.

કર્મોને દુખ દેનાર જાણી તેને પોતાથી અલગાં કરી નાંખે છે. માટે **જીવજ પરિનિર્વાતા છે.**

એટલા માટે જીવનું લક્ષણ આ રીતે છે કે—

**યઃ કર્ત્તા કર્મભેદાનાં-ભોક્તા કર્મફલસ્ય ચ,**
**સંસર્ત્તા પરિનિર્વાતા સહ્યાત્મા નાન્યલક્ષણઃ ૧**

**અર્થ.**

જે જુદી જુદી જાતનાં કર્મોનો કર્ત્તા છે, તેમના ફળનો ભોક્તા છે, સંસારમાં સંસરનાર-ફરનાર છે અને મોક્ષને પણ પામનાર છે, તેજ આત્મા છે. એ સિવાય આત્માનું બીજું લક્ષણ નથી.

---

# પાઠ ૨ જો.

## કર્મ માનવાનાં કારણો.

### કર્મથી જગતની વિચિત્રતા છે.

મૂળરૂપે બધા જીવ સરખા છે. છતાં, કોઇક દેવતા છે, કોઇક મનુષ્ય છે, કોઇક તિર્યંચ છે, કોઇક નારક છે. તેનું શું કારણ છે. ?

બધા માણુસો મનુષ્યરૂપે સરખા છતાં તેમાં કોઇક રાજા છે, કોઇક રાંક છે, કોઇક પંડિત છે, કોઇક મૂર્ખ છે, કોઇક પૈસાદાર છે, કોઇક દરિદ્રી છે, કોઇક રુપવાન

છે, કોઇક કદરૂપ છે,-તેનું શું કારણ છે ?

આ પ્રશ્નોનો જવાબ કર્મનો સિદ્ધાંત સ્વીકાર્યાથીજ આપી શકાશે, તે સિવાય ખરો જવાબ આપી શકાશે નહિ.

માટે **કર્મથીજ જગત્‌ની વિચિત્રતા છે.** આ સિદ્ધાંતને સ્વીકારતાં એનું ઉત્તર એ છે કે જેણે પૂર્વજન્મમાં જેવાં કર્મ એકઠાં કર્યાં છે, તેવા તેવા રૂપે અહીંયાં દેખાય છે.

આ લોકમાં પણ જે જેવાં કામ કરે છે, તે તેવાં ફળ પામે છે, એ પ્રત્યક્ષ છે. માટે કર્મનો સિદ્ધાંત અવશ્ય માનવો જોઇએ.

દુનિયામાં તમામ ધર્મ એ બાબત સાક્ષી પૂરે છે. હિંદુ ધર્મમાં આ રીતે કહ્યું છે કે,

यद्यत् पुराकृतं कर्म—न स्मन्तीह मानवाः
तदिदं पांडवश्रेष्ट—दैवमित्यभिधीयते
कृत कर्म क्षयो नास्ति, कल्पकोटिशतैरपि
अवश्यमेव भोक्तव्यं, कृतं कर्म शुभाशुभम्.

**અર્થ**—જે જે પૂર્વે કરેલું કર્મ કે જેને માણસો ઇહાં આવતાં વીસરી જાય છે, તે હે યુધિષ્ટર, દૈવ કહેવાય છે.

કરેલ કર્મ શો કરોડ કલ્પ જતાં છતાં પણ ભોગ-

વ્યા વિના ક્ષય થતાં નથી માટે શુભ કે અશુભ કર્મ ભોગવવાં પડે છે.

બૌદ્ધોમાં પણ કર્મ સંબંધી મજબૂત માન્યતા છે. જે માટે બુદ્ધ પોતે એક વેળા આ રીતે બોલે છે કે—

**इत एक नवतौ कल्पे शक्त्या मे पुरुषो हतः**
**तेन कर्म विपाकेन पादे विद्धो ऽस्मि भिक्षवः**

**અર્થ**—આજથી એકાણુમા કલ્પયુગમાં મેં એક લાકડાની સાંગવડે માણુસ માર્યો હતો, તે કર્મના વિપાકથી હે ભિક્ષુઓ ? હમણાં હું પગમાં કાંટાથી વિંધાયો છું.

બાઇબલમાં પણ લખ્યું છે કે-'as you sow, so shall you reap' જેવું વાવે તેવું તું લણશે.

આ પ્રમાણે હિંદુઓ, બાદ્ધો અને ક્રિશ્ચિયનો પણ પણ કર્મની વિચિત્રતાને કોઇ અંશે સ્વીકારે છે.

---

## પાઠ ૩ જો.

### કર્મ સંબંધી જૈનની ઉત્તમ શોધ.

### કર્મ એ સૂક્ષ્મ પુદ્ગલ રુપે છે

જીવ મનના **પરિણામ**થી કર્મ બાંધે છે એટલે કે તે જેવું સારૂં કે નરતું મનમાં ચિંતવે છે તે રીતે તેની ક્ષ્મ **વર્ગણા** ( લેહેરીઓ ) ચાલી અમુક સારાં કે નર-

તાં સૂક્ષ્મ પરમાણુનાં દળ એકઠાં થઇ કર્મનાં સૂક્ષ્મ બીજ બંધાય છે. આ ઉપરથી એ સિદ્ધાંત નીકળે છે કે રાગ અને દ્વેષથી થતા જીવના દરેક વિચારને આકાર અને સૂક્ષ્મરૂપ હોય છે.

આ સૂક્ષ્મ કર્મના બીજનો જીવ ઉપર જે કોષ કે કવર વળે છે, તે તેનું **કાર્મણશરીર** તથા **તૈજસશરીર** કહેવાય છે. કાર્મણ એટલે કર્મોનું બનેલું, અને તૈજસ એટલે તેજનું બનેલું, એ શરીરો જીવ જ્યારે આંહીથી મરણ પામે છે, ત્યારે તેની સાથે સાથે રહીને, તેને ભવાંતરમાં ઘસડી લઇ જાય છે.

ત્યાં કાર્મણશરીરથી જીવ બીજું સ્થૂળ શરીર બાંધે છે, અને તૈજસ શરીરથી આહાર પચાવી શકે છે. તૈજસ એટલે અગ્નિ અર્થાત્ વિજળી જેવી શક્તિવાળા ઉષ્ણુતારક્ષક તેજના પરમાણુ તેનું બનેલું કવર તે તૈજસશરીર.

## કર્મ જીવ સાથે ક્ષીરનીર માફક જોડાય છે.

ઉપર જણાવ્યું કે જીવના ઉપર કાર્મણ અને તૈજસ શરીરના કવર વળે છે; તે તેના પ્રદેશો ઉપર કવર વળે છે, એમ સમજવાનું છે. જીવના પ્રદેશોની સાથે કર્મો જોડાય ને જીવસાથે એવા મળી રહે છે કે, જાણે ક્ષીરનીર એટલે દૂધને પાણી એકઠાં મળી રહે તેવાં થઇ રહે છે.

એ રીતે **તમામ કર્મ જીવસાથે ક્ષીરનીર માફક જોડાય છે.**

## છતાં તે કર્મ છૂટાં થઇ શકે છે.

જેમ એવું કહેવાય છે કે હંસની ચાંચમાં ખટાશ રહેવાથી તે મળી રહેલાં ક્ષીરનીરને છુટાં પાડી ક્ષીરનો ભાગ ચૂસી લે છે, અથવા જેમ અગ્નિ ઉપર દુધને તપાવ્યાથી તેમાં રહેલ પાણી ઉડી જાય છે, અને ક્ષીરનો ભાગ રહે છે, અથવા દૂધમાં ખટાશ નાખ્યાથી તે જમી જતાં તેમાંનું પાણી અળગું થઇ દૂધના દળ છુટા રહે છે. તેમ **કર્મના પરમાણુઓ પણ જીવથી[1] છુટા થઇ, શકે છે.**

## કર્મ અનાદિ કાળજીથી જીવ સાથે છે.

જેમ હીરાની ખાણમાં હીરો અને માટી અનાદિકાળથી જોડાઇ રહેલાં છે, અથવા સોનાની ખાણમાં સોનાની રજકણો અને માટી અનાદિ કાળથી જોડાઇ રહેલાં છે, તેમજ કર્મો પણ અનાદિકાળથી જીવ સાથે જોડાઇ રહેલાં છે.

## કર્મનાં બીજ નાશ પામે તો ફરી કર્મ ન ચોટે.

કોઇપણ વનસ્પતિનું બીજ બળી નાશ પામે તો પછી તે ઉગી નીકળતી નથી, તેમ કર્મનાં બીજ નાશ પામે તો ફરીને જીવને કર્મો સાથે સંબંધ થતો નથી.

તેથીજ જે જીવો કર્મથી તદ્દન મુક્ત થઇ સિદ્ધ થાય છે તે ફરીથી કદાપિ સંસારી થતા નથી.

---

૧ જ્ઞાનપૂર્વક તપથી બળી જાય છે.

### જીવ અને કર્મના યોગથી સંસારચક્ર ચાલે છે.

એકલો જીવ ચૈતન્યસ્વરૂપ હોઇ અકર્ત્તા રહે છે, એકલાં કર્મ જડરૂપ હોવાથી, કંઇજ કરી શકે નહિ, તેથી તે પણ અકર્ત્તા છે. જીવ અને કર્મ સાથે જોડાય છે, ત્યારે તે ચાર ગતિરૂપ સંસારમાં પરિભ્રમણ પણ કરે છે, તેથી જીવ અને કર્મના યોગેજ આ સંસારચક્ર ચાલે છે.

---

## પાઠ ૪ થો.

### કર્મના મુખ્ય વિભાગ.

કર્મ જુદા જુદા સ્વભાવના એટલે જુદી જુદી ખાસિયતો ધરાવનારાં હોય છે. આ જુદા જુદા સ્વભાવ કે ખાસિયતો તે તેમની પ્રકૃતિઓ ગણાય છે. પ્રકૃતિ એટલે સ્વભાવ, ખાસિયત કે પ્રકાર.

કર્મના મુખ્ય વિભાગ તે તેની મૂળપ્રકૃતિ ગણાય છે અને તે મૂળપ્રકૃતિના પેટાવિભાગ તે તેમની ઉત્તરપ્રકૃતિ ગણાય છે.

### કર્મોની મૂળપ્રકૃતિ આઠ છે.

| | |
|---|---|
| ૧ જ્ઞાનાવરણીય. | ૨ દર્શનાવરણીય. |
| ૩ વેદનીય. | ૪ મોહનીય. |
| ૫ આયુ. | ૬ નામ. |
| ૭ ગોત્ર. | ૮ અંતરાય. |

આ આઠ પ્રકૃતિઓ તેજ આઠ કર્મ ગણાય છે. તેમાંના જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અને અંતરાય એ ચાર કર્મ **ઘનઘાતિ** એટલેજ ઘણુંજ નુકશાન કરનાર છે. તેથી તે ચારે **અશુભ કર્મ** છે અને તે **ઘાતિકર્મ** એટલે આત્માના મૂળ ગુણનો ઘાત કરનાર કર્મ કહેવાય છે. બાકી **વેદનીય, નામ,** ગોત્ર અને **આયુ** એ ચાર અઘાતિ એટલે ઘાતિ કર્મના હિસાબે ઓછું નુકશાન કરનાર છે, તે બે જાતનાં **શુભકર્મ** અને **અશુભકર્મ.**

## કર્મના આઠ ભેદનાં ક્રમવાર કારણો.

જ્ઞાન અને દર્શન એ જીવનું મુખ્ય લક્ષણ છે તેથી તે બેનાં ઢાંકનાર કર્મ પહેલાં ગણ્યાં છે તેમાં પણ જ્ઞાનના ઉપયોગમાંજ બધી લબ્ધિઓ પ્રાપ્ત થાય છે, તથા કેવલ જ્ઞાનીને જ્ઞાનનોજ પહેલો ઉપયોગ થાય છે. માટે તેને ઢાંકનાર કર્મ સૌથી પહેલું ગણ્યું છે, અને જ્ઞાનના ઉપયોગથી પડતા જીવ દર્શનના ઉપયોગમાં રહે છે તેથી તેનું ઢાંકનાર કર્મ બીજું ગણ્યું છે.

જ્ઞાનદર્શનથી સુખ અનુભવાય છે, અને તે ઢંકાતાં દુઃખ અનુભવાય છે, માટે ત્રીજું વેદનીય કર્મ ગણ્યું છે.

વેદનીય કર્મથી થતાં સુખદુઃખમાં રાગદ્વેષ થાય તો તેથી મોહનીય કર્મ બંધાય છે, માટે ચોથું મોહનીય કર્મ ગણ્યું છે.

મોહમાં મૂઢ થએલ પ્રાણી નરકાદિકે જવાનું આયુષ્ય બાંધે છે. માટે મોહનીય પછી પાંચમું આયુષ્ય ગણ્યું છે.

નરકાદિનું આયુષ્ય ઉદયમાં આવ્યાથી અવશ્ય નરકગતિ વિગેરે નામકર્મનો ઉદય છે, માટે આયુકર્મના પછી છઠું નામ કર્મ ગણ્યું છે.

નામ કર્મનો ઉદય થવાથી અવશ્ય ગોત્રકર્મનો પણ ઉદય થાય છે, તેથી સાતમું ગોત્રકર્મ ગણ્યું છે.

ગોત્રકર્મનાં ઉચ્ચ ગોત્રમાં જન્મતા જીવ દાન વિગેરે દઈ શકે છે અને નીચ ગોત્રમાં જન્મતાં ત્યાં દરિદ્રી રહેવાથી દાન વિગેરે દઇ શકતો નથી તેથી તેના પછી આઠમું અંતરાયકર્મ ગણ્યું છે.

---

## પાઠ ૫ મો.

### કર્મબંધના ચાર પ્રકાર.

કર્મનો બંધ ચાર પ્રકારે છે. **પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, રસબંધ,** અને **પ્રદેશબંધ.** તેમાં પ્રકૃતિબંધ તે બીજું કંઇ નહિ પણ સ્થિતિબંધ, રસબંધ અને પ્રદેશબંધ એ ત્રણેનો જે સમુદાય તેજ પ્રકૃતિબંધ કહેવાય છે. કર્મના દળનો કાળનો નિયમ તે સ્થિતિબંધ.

કર્મના દળનો જે શુભાશુભ અથવા ઘાતી અઘાતી જે રસ તે રસબંધ છે. રસબંધને અનુભાગબંધ પણ કહે છે,

સ્થિતિ અને રસની અપેક્ષા વિના ખાલી જે કર્મના દળિક એકઠા કરવા તે પ્રદેશબંધ કહેવાય છે.

**प्रकृतिः स्वभावः स्यात् स्थितिः कालावधारणं**
**अनुभागो रसः प्रोक्तः प्रदेशो दलसंचयः**

**અર્થ**—સમુદાય કે સ્વભાવ તે પ્રકૃતિ છે. કાળનો નિયમ તે સ્થિતિ, રસને અનુભાગ કહેલ છે અને દળનો સંગ્રહ તે પ્રદેશબંધ છે.

## મોદકનું દ્રષ્ટાંત.

વાતરોગને હરનારા પદાર્થોથી બનાવેલા મોદકનો વાત-નાશક સ્વભાવ થાય છે, પીતરોગને હરનારા પદાર્થોથી બનાવેલા મોદકનો પિત્તનાશક સ્વભાવ થાય છે. અને કફ રોગને હરનાર પદાર્થોથી બનાવેલા મોદકનો કફનાશક સ્વભાવ થાય છે. આ સ્વભાવ તે પ્રકૃતિ જાણવી. એ રીતે કર્મના વિષે પણ કોઈ કર્મનો સ્વભાવ જ્ઞાનને ઢાંકવો એવો છે. કોઇનો દર્શનને ઢાંકનારો સ્વભાવ છે, કોઇનો સુખ દુઃખ દેનારો સ્વભાવ છે. કોઈનો સમ્યકત્વને હણનાર સ્વભાવ છે, અને કોઇનો બળ—પરાક્રમને અટકાવવાનો સ્વભાવ છે એ વિગેરે સ્વભાવ તે કર્મની પ્રકૃતિ જાણવી.

તે મોદકોમાંનો કોઈ એક દિવસ, કોઇ બે દિવસ, એમ યાવત્ કોઇક મહિના લગી પણ બગડી નહિ જતાં તેમનો

તેમજ રહી શકે છે, ને પછી વિનાશ પામે છે એ તેનો સ્થિતિકાળ કહેવાય. તેમજ કર્મોમાં પણ કોઇ ત્રીશ કોટા કોટી સાગરોપમ સુધી અને કોઈ સિતેર કોટાકોટી[૧] સાગરોપમ સુધી ટકી શકે છે. એ વગેરે સ્થિતિ તે સ્થિતિબંધ જાણવો.

તે મોદકોમાં રસ એટલે ચીકાશ કે મીઠાશ કોઇમાં એક ગણો, કોઇમાં બમણો, કોઇમાં ત્રણગણો વગેરે હોય તે રસબંધ કહેવાય છે. તેમ કર્મને વિષે કોઇમાં એક ઠાણીઓ, કોઇમાં બે ઠાણીઓ અને કોઇમાં ત્રણ ઠાણીઓ, વિગેરે અને કોઈમાં ચોઠાણીયો અથવા મંદ ઉગ્ર કે ઉગ્રતર વિગેરે જે રસપડે તે રસબંધ જાણવો.

તે મોદકમાં કોઇ પાશેરનો, કોઇ શેરનો, કોઇ બશેરનો વિગેરે પ્રમાણે રહે છે; તે પ્રદેસબંધ છે. તેમજ કોઇ કર્મને વિષે કોઈમાં અલ્પપ્રદેશ હોય, કોઇમાં બહુ હોય, કોઇમાં બહુતર હોય ઇત્યાદિ પ્રદેશોનો સંચય હોય તે પ્રદેશબંધ જાણવો.

---

૧ ક્રોડવાર ક્રોડ અથવા અંત્ય અથવા સોલમું એક સ્થાન તે કોટાકોટી કહેવાય છે. દરિયા જેવો મહાન્કાળનો ભાગ તે સાગરોપમ કહેવાય છે. અને તેથી ઉતરતો પાળા જેવો[૧] કાળનો વિભાગ તે, પલ્યોપમ કહેવાય છે.

૧ ઓરસ ચોરસ અને ઊંડા ચાર ચારગાઉના કૂવાના દ્રષ્ટાન્તે

# પાઠ ૬ ઠો.

## જ્ઞાનદર્શન.

જાણવું તે જ્ઞાન; એટલે કે કોઇપણ વસ્તુને તેના નામ, જાતિ, ગુણ તથા ક્રિયા આદિક વિશેષ યોજના સહિત જાણવું તે જ્ઞાન છે. જેમકે એક પુરૂષને જોઇ તે નામે ચૈતન્ય છે; જાતે બ્રાહ્મણ છે. ગુણે કાળો છે. પરિણામે ઉંચો છે; સંખ્યામાં એક છે એમ વિશેષપણે નિરધારી જાણવું તે જ્ઞાન. તેમજ દેખવું તે દર્શન. એટલે કે કોઇપણ વસ્તુને તેના નામ જાતિ ગુણ ક્રિયા વગેરે વિશેષ યોજના રહિત માત્ર સામાન્યપણે કોઇક વસ્તુ છે એમ સમજવું તે દર્શન. ટુંકામાં કહીએ તો **સામાન્ય અવબોધ**[1] **તે દર્શન અને વિશેષ અવબોધ તે જ્ઞાન છે.** માટે **દર્શન એ અવ્યક્ત બોધ છે અને જ્ઞાન એ વ્યક્ત બોધ છે. દર્શન નિરાકાર ઉપયોગ છે અને જ્ઞાન એ સાકાર ઉપયોગ છે.** દર્શન **નિર્વિકલ્પ અને જ્ઞાન સવિકલ્પ.** જ્ઞાન અને દર્શન એ બેના માટે ચૈતન્ય શબ્દ ચાલી શકે છે તેથીજ એમ કહેવાય છે કે.

---

૧ સમજવું; જાણવું. દ્રવ્ય ક્ષેત્રકાળ ભાવ સંબંધી જ્ઞાન—અવબોધ.

## ચેતના લક્ષણો જીવઃ

અર્થ—ચેતના એટલે કે જ્ઞાન દર્શન તેજ પરમાર્થે જીવ છે.

## જ્ઞાનના ભેદ

જ્ઞાનના પાંચ ભેદ છે, મતિજ્ઞાન, શ્રુતિજ્ઞાન, અવધિ જ્ઞાન, મનપર્યવ જ્ઞાન અને કેવળજ્ઞાન. પાંચે ઇંદ્રિયો અને છઠ્ઠા મનથી જે મનન થાય છે, તે મતિજ્ઞાન અર્થાત્ અક્કલથી પોતાની મેળે ઇંદ્રિયો અને મનની મારફત જ્ઞાન થાય તે મતિજ્ઞાન. શબ્દ સાંભળવાથી, કે વાંચવાથી, કે સ્પુરવાથી જે જ્ઞાન થાય છે તે શ્રુતજ્ઞાન.

ઇંદ્રિય તથા મનની અપેક્ષાવિના પરબારૂં આત્મામાં જે અમુક હદ સુધીનું **અવધાન** થાય, તે અવધિજ્ઞાન.

સામા ધણીના મનને સર્વ રીતે જાણી લેવું તે મનઃ પર્યવ જ્ઞાન છે.

કેવળ સ્વતંત્રપણે એક અખંડ પરિપૂર્ણ જ્ઞાન, તે કેવળ જ્ઞાન છે.

## ખુલાસો.

મતિજ્ઞાન, તે કુદરતી બુદ્ધિ જાણવી.

શ્રુતજ્ઞાન તે શાસ્ત્રજ્ઞાન અથવા કેળવણી જાણવી.

---

× મનુષ્ય ક્ષેત્રગત સજ્ઞી પંચન્દ્રિયનામનો મનાભાવ જેવડે જાણી શકાય.

અવધિજ્ઞાન તે ઇંદ્રિયો અને મન બંધ પડી સમાધિમાં જે દિવ્ય દૃષ્ટિ પ્રગટે છે તે જાણવું.

મનઃપર્યવજ્ઞાન તે મનને સાક્ષાત્ જાણી લેવું તે.

કેવળજ્ઞાન તે સંપૂર્ણ ચૈતન્યપ્રકાશ.

## દર્શનના ભેદ.

દર્શનના ચાર ભેદ છે. **ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન અને કેવળદર્શન.**

આંખથી જોવું તે ચક્ષુદર્શન છે.

આંખ સિવાય બીજી ઇંદ્રિયો તથા મનથી જે સામાન્ય જ્ઞાન થાય છે તે અચક્ષુદર્શન છે.

ઇંદ્રિયો અને મનની અપેક્ષા વિના પરબારૂં આત્મામાં જે અમુક હદ સુધીનું સામાન્ય જ્ઞાનનું સ્ફુરણ થાય તે અવધિ દર્શન છે.

સંપૂર્ણ સામાન્ય જ્ઞાન તે કેવળદર્શન છે.

## ખુલાસો.

ઇહાં ચક્ષુદર્શન તથા અચક્ષુદર્શન એ બે મતિદર્શનના ભેદજ છે.

શ્રુતદર્શન તે એક જાતનું મતિદર્શનજ ગણીને તેને જુદું નથી ગણ્યું.

મનઃપર્યવજ્ઞાન એટલે મનને ખુલ્લી રીતે જાણવું, તેથી ત્યાં સામાન્યપણે જાણવાનું નહિ હોવાથી તે સંબંધી દર્શન ગણાતું નથી.

# પાઠ ૭ મો.

## મતિજ્ઞાન.

મતિ એટલે મનન, પાંચ ઇંદ્રિયો અને છઠ્ઠા મનથી જે પોતાની મેળે સમજવું તે મતિજ્ઞાન છે. તેનું બીજું નામ અભિનિબોધિક જ્ઞાન છે, અભિ એટલે સામેની એટલે નિયત--અમુક યોગ્ય ઠેકાણે રહેલી ચીજને ઈંદ્રિયો તથા મન મારફત જાણવી તે અભિનિબોધિકજ્ઞાન કહેવાય.

## મતિજ્ઞાનના ભેદ.

મતિજ્ઞાનના મુખ્ય બે ભેદ છે—શ્રુતનિશ્રિત અને અ-શ્રુતનિશ્રિત. શાસ્ત્રના અર્થનો વિચાર કરતાં જે બુદ્ધિ પ્રકાશે, તે શ્રુતનિશ્રિત મતિજ્ઞાન જાણવું, અને જે પોતાની મેળે બુદ્ધિ પ્રકાશે તે અશ્રુતનિશ્રિત માતજ્ઞાન જાણવું.

## ચાર બુદ્ધિઓ.

અશ્રુતનિશ્રિત મતિજ્ઞાન તે ઔત્પાતિકી, વૈનયિકી, કાર્મિકી અને પારિણામિકી, એ નામની ચાર પ્રકારની બુ-દ્ધિઓ છે.

જે પોતાની મેળે ઓચિંતિ સહજમાં બુદ્ધિ ઉપજે તે ઔત્પાતિકી બુદ્ધિ જાણવી. રોહાની, બીરબળની, તથા અર્થોલ્લડની હાજર જવાબી એ તેનાં દ્રષ્ટાંત છે.

ગુરૂનો વિનય કરતાં જે બુદ્ધિ પ્રાપ્ત થાય. તે વૈનયિકી બુદ્ધિ જાણવી.

પરિણામ જોવાથી જે બુદ્ધિ આવે તે પારિણામિકી બુદ્ધિ જાણવી.

## શ્રુતનિશ્રિત મતિજ્ઞાન.

શ્રુતનિશ્રિત મતિ જ્ઞાનના ચાર ભેદ છે. **અવગ્રહ**, **ઇહા**, **અપાય**, અને **ધારણા**. ત્યાં અવગ્રહ બે જાતના છે, **વ્યંજનાવગ્રહ** અને **અર્થાવગ્રહ**.

વ્યંજન એટલે વિષયનો સંબંધ થતાં તેને જણાવનારી પ્રાપ્યકારી શ્રોત્ર, ઘ્રાણ, રસના, સ્પર્શરૂપ ચાર ઇંદ્રિયો તેણે કરી જે શરૂઆતમાં " આ કાંઇક છે " એમ સામાન્યપણે અવ્યક્ત રીતે તે વિષયોનું પકડવું તેને **વ્યંજનાવગ્રહ** કહેછે. તે ચારે ઇંદ્રિયોના વિભાગવડે ચાર પ્રકારનો છે.

ચાર પ્રાપ્યકારી[1] ઇંદ્રિયો, પાંચમી અપ્રાપ્યકારી[2] તે ચક્ષુરિંદ્રિય તથા છઠું અપ્રાપ્યકારી મન એ છવડે જે સામાન્ય રીતે વિષયો ગ્રહાય છે, તે અર્થાવગ્રહ છે. તે પાંચ ઇંદ્રિયો અને છઠા મનના વિભાગે છ પ્રકારનો છે.

શરૂઆતમાં વ્યંજનાવગ્રહ થાય છે અને ત્યારપછી

---

૧ વિષયથી જોડાઇને તેને ગ્રહણ કરનાર. ૨ વિષયથી દૂર રહી તેનું જ્ઞાન મેળવનાર.

તરતજ અર્થાવગ્રહ થાય છે. મતલબ એકે પહેલાં પદાર્થ અડકયાથી ઇંદ્રિયો જાગૃત થાય છે. અને પછી મોઘમ રીતે કાંઇક છે, એમ પદાર્થનો બોધ થાય છે.

આ રીતે અવગ્રહ એટલે સામાન્ય જ્ઞાન જાણવું. ઇહા એટલે ઇચ્છા અર્થાત્ તર્ક વિતર્કરૂપ ઉહાપોહ. મતલબ કે તર્ક કરી આજુબાજુના સંયોગોપર વિચાર દોડાવવો તે ઇહા કહેવાય છે. અવગ્રહ થયા બાદ બીજા સમયે તરત ઇહા થાય છે, અને તે પણ પાંચ ઇંદ્રિયો તથા છઠ્ઠા મનના વિભાગે કરી ૬ પ્રકારની ગણાય છે.

ઇહા કર્યા પછી અમુક નિશ્ચય પર આવવું, તે અપાય કહેવાય છે, તે પણ ઇહા પ્રમાણે ૭ પ્રકારનો છે.

નિશ્ચય કર્યા પછી તે વાત સ્મૃતિરૂપે અથવા વાસના-રૂપે ધારી રાખવી તે ધારણા જાણવી, તે પણ ૭ પ્રકારની ગણાય છે અવગ્રહ, ઇહા, અપાય અને ધારણાના ખુલાસા માટે એક દાખલો બતાવવો ઠીક ચશે. કોઇક માણસે દૂરથી અસ્પષ્ટ શબ્દ સાંભળ્યો, અહિં ભાષાના પુદ્ગળ તેના કાનમાં પેસીને શ્રોત્રેંદ્રિયને અડકયા, એ વેળા જે અત્યંત અવ્યક્ત-પણે શબ્દજ્ઞાન થવું તે વ્યંજનાવગ્રહ છે. તે પછી કોઇકે મને સાદ કીધો લાગે છે, એવું જે અવ્યક્ત જ્ઞાન તે અર્થાવગ્રહ છે.

પછી આ સાદ કોનો હશે એમ વિચાર કરવામાં આવે

તે ઇહા છે, અને એ અમુક માણુસનોજ સાદ છે, એમ નિશ્ચય થવો તે અપાય છે, અને પછી એ વાત યાદદાસ્તીમાં રાખી લેવી એ ધારણા છે.

આ રીતે મતિ જ્ઞાનના અઠાવીશ ભેદ જાણવા. જાતિસ્મરણજ્ઞાન એટલે કે પૂર્વના ભવનું સ્મરણ તે મતિજ્ઞાનની એક પ્રકારની ધારણાજ છે.

---

# પાઠ ૮ મો.

## શ્રુતજ્ઞાન ભાગ ૧ લો.

સંભળાય છે તે શ્રુત, અર્થાત્ શબ્દ અથવા શાસ્ત્ર; એ શ્રુત કહેવાય. માટે શબ્દજ્ઞાન કે શાસ્ત્રજ્ઞાન તે શ્રુતજ્ઞાન છે.

ટુંકામાં કહીએ તો પોતાની બુદ્ધિથી—મતિથી જાણવું, તે મતિજ્ઞાન છે. અને શાસ્ત્રના આધારે જાણવું તે શ્રુતજ્ઞાન છે.

### શ્રુતજ્ઞાનના ભેદ.

### પહેલી રીતે બે ભેદ.

શ્રુતજ્ઞાન જુદી જુદી સાત રીતે બે ભાગમાં વહેંચી શકાય છે, તેથી પરમાર્થે તેના બે ભેદજ ગણાય, તે છતાં સ્પષ્ટતાને માટે સાતે રીતિઓની અપેક્ષા લઈ તેના ચાદ ભેદ ગણાય છે.

તમામ શ્રુત જ્ઞાનના બે ભાગ પડે, એક અક્ષરશ્રુત અને બીજું અનક્ષરશ્રુત.

અક્ષર ત્રણ જાતના છેઃ—સંજ્ઞાક્ષર, વ્યંજનાક્ષર, અને લબ્ધ્યક્ષર. અથવા લિપિરૂપ, ઉચ્ચારરૂપ અને સમજરૂપ એ ત્રણે જાતના અક્ષરો તે અક્ષરશ્રુત જાણવું.

ચેનચાળા કે આવભાવ ઉપરથી સમજવું તેને અનક્ષરશ્રુત જાણવું.

## બીજી રીતે બે ભેદ.

તમામ શ્રુતજ્ઞાનને તેના ધરનાર પુરૂષ જીવોની અપેક્ષાએ વહેંચીએ તો સંજ્ઞિશ્રુત અને અસંજ્ઞિશ્રુત એવા તેના બે ભેદ પાડી શકાય છે.

સંજ્ઞિ એટલે મનવાળા પ્રાણીને શબ્દ સાંભળતાં થતું જ્ઞાન તે સંજ્ઞિશ્રુત, અને અસંજ્ઞિ એટલે મન વગરના સંમૂર્છિમ મનુષ્યને ફક્ત શ્રવણેંદ્રિયના આધારે થતું જ્ઞાન તે અસંજ્ઞિશ્રુત છે.

## ત્રીજી રીતે બે ભેદ.

સમ્યગ્દ્રષ્ટિ જીવને તમામ શાસ્ત્રો ખરી રીતે ભાસમાન થાય છે તે સમ્યક્શ્રુત છે, અને મિથ્યાદ્રષ્ટિને તમામ શાસ્ત્રો ઉલટી રીતે ભાસમાન થાય તે મિથ્યાશ્રુત છે. જે માટે શ્રીનંદી સૂત્રમાં કહ્યું છે કે **सम्मदिठ्ठिस्स सम्मसुयं।मिच्छ दिठ्ठिस्स मिच्छसुयं॥**

**અર્થ**—સમ્યક્દ્રષ્ટિને બધું સમ્યક્શ્રુત છે, અને મિથ્યાદ્રષ્ટિને બધું મિથ્યાશ્રુત છે.

## ચોથી અને પાંચમી રીતે બે ભેદ.

સાદિશ્રુત અને અનાદિશ્રુત તથા સપર્યવસિતશ્રુત અને અપર્યવસિતશ્રુત એમ પણ તેના બે ભેદ પાડી શકાય છે.

દ્રવ્યથી એક પુરૂષના હિસાબે સાદિ અપર્યવસિત[1] શ્રુતજ્ઞાન છે, અને ઘણા પુરૂષોના હિસાબે અનાદિ અપર્યવસિત[2] છે.

ક્ષેત્રથી ભરત અને ઐરવત ક્ષેત્રમાં સાદિ સપર્યવસિત શ્રુત છે અને મહાવિદેહમાં અનાદિ અપર્યવસિત છે.

કાળથી ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળના હિસાબે સાદિ સપર્યવસિત શ્રુત છે, અને નોઉત્સર્પિણી નોઅવસર્પિણી કાળ મહાવિદેહમાં વર્ત્તે છે. કારણ કે ત્યાં ભમતું કાળચક્ર નથી; પણ સરખોજ કાળ ચાલ્યા કરે છે, ભાવથી ભવ્યસિદ્ધિક ( સિદ્ધિ પામનાર ભવ્યજીવ ) ના હિસાબે સાદિ સપર્યવસિત શ્રુત છે; અને અભવ્યસિદ્ધિક ( સિદ્ધિ નહિ પામનાર અભવ્ય જીવ ) ના હિસાબે અનાદિ અપર્યવસિત છે.

## છઠી રીતે બે ભેદ.

ગમ એટલે સરખા આલાવા કે પાઠ તેવાળું શ્રુત તે

---

૧ જેની આદિપણ હોય અને અંતપણ હોય તે સાદિસપર્યવસિત કહેવાય. ૨ જેને આદિપણ ન હોય અને અંતપણ ન હોય તે અનાદિ અપર્યવસિત કહેવાય.

ગમિકશ્રુત અને જુદા જુદા આલાવાવાળું શ્રુત તે **અગમિકશ્રુત**, આ રીતે પણ તેના બે ભેદ પાડી શકાય.

દૃષ્ટિવાદ કે ચૌદપૂર્વ એ પ્રાયે ગમિકશ્રુત છે. અને અગીયાર અંગ પ્રાયે **અગમિક**શ્રુત છે*

---

## શ્રુત જ્ઞાન ભાગ ૨ જો.
## સાતમી રીતે બે ભેદ.

સાતમી રીતે અંગપ્રવિષ્ટ અને **અંગબાહ્ય** એવા બે ભેદમાં શ્રતજ્ઞાન વહેંચાયલું છે.

ત્યાં અંગપ્રવિષ્ટ તે દ્વાદશાંગી જાણવી, તે આ પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| ૧ આચારાંગ | ૫ ભગવતી | ૯ અનુત્તરોપાતિક. |
| ૨ સૂત્રકૃતાંગ | ૬ જ્ઞાતાધર્મકથા | ૧૦ પ્રશ્નવ્યાકરણ. |
| ૩ સ્થાનાંગ | ૭ ઉપાસકદશા | ૧૧ વિપાક. |
| ૪ સમવાયાંગ | ૮ અંતકૃતદશા | ૧૨ દૃષ્ટિવાદ. |

એમાંના છેલ્લા દૃષ્ટિવાદ નામના બારમા અંગના પાંચ ભેદ છે. તે આ પ્રમાણે છેઃ–પરિકર્મ, સૂત્ર, પૂર્વાનુયોગ, પૂર્વગત, અને ચુર્ણિકા. ત્યાં પૂર્વગત તે ચૌદ પૂર્વ જાણવાં,

---

* આ પ્રકારના પેટામાં **નિગમશ્રુત** અને **આગમશ્રુત** એ બે ભેદ પણ બંધબેસ્તા છે, નિગમ એટલે દૃષ્ટિવાદ અને આગમ એટલે અગ્યાર અંગ એ તેની મતલબ છે, લોકવાયકામાં પણ બધી બાબત જાણતો હોય તે અગમનિગમનો જાણ બોલાય છે.

તે ચૌદ પૂર્વનાં નામ આ પ્રમાણે છે.

| | |
|---|---|
| ૧ ઉત્પાદ પૂર્વ | ૮ કર્મપ્રવાદ પૂર્વ. |
| ૨ અગ્રહ્યયણી પૂર્વ | ૯ પ્રત્યાખ્યાનપ્રવાદ પૂર્વ. |
| ૩ વીર્યપ્રવાદ પૂર્વ | ૧૦ વિદ્યાપ્રવાદ પૂર્વ. |
| ૪ અસ્તિનાસ્તિપ્રવાદ પૂર્વ | ૧૧ કલ્યાણ પૂર્વ. |
| ૫ જ્ઞાનપ્રવાદ પૂર્વ | ૧૨ પ્રાણાયુ પૂર્વ. |
| ૬ સત્યપ્રવાદ પૂર્વ | ૧૩ ક્રિયાવિશાળ પૂર્વ. |
| ૭ આત્મપ્રવાદ પૂર્વ | ૧૪ લોકબિંદુસાર પૂર્વ. |

આ બારમું અંગ આજકાલ વિચ્છિન્ન[1] થયું છે.

## ચાર મૂલ સૂત્ર.

અંગબાહ્યશ્રુત તે અનુયોગદ્વાર, બાર ઉપાંગ, છ છેદ તથા નંદિ–અનુયોગદ્વાર અને દશ પયન્ના વગેરે આગમો જાણવાં. તેમાં આવશ્યક, દશવૈકાલિક, ઉત્તરાધ્યયન તથા પિંડનિર્યુક્તિ એ ચાર મૂલસૂત્ર કહેવાય છે.

બાર ઉપાંગનાં નામ આ પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| ૧ ઔપપાતિક | ૫ જંબુદ્વીપપ્રજ્ઞપ્તિ | ૯ કલ્યાવંતસિકા. |
| ૨ રાજપ્રશ્નીય | ૬ ચંદ્ર-પ્રજ્ઞપ્તિ | ૧૦ પુષ્પિકા. |
| ૩ જીવાભિગમ | ૭ સૂર્યપ્રજ્ઞપ્તિ | ૧૧ પુષ્પચૂલિકા. |
| ૪ પ્રજ્ઞાપના | ૮ નિરયવલિકા | ૧૨ વૃષ્ણિદશા. |

---

૧ સાંભળવા પ્રમાણે એવા કકા—કે ફકરા છત્રીશ ઉપનિષદોમાં મળી આવે છે. છતાં તે ઉપનિષદો પણ પરિપૂર્ણ હજુ હાથ લાગ્યા નથી. માટે તે સંબંધી વધુ શોધખોળ કરવાની ખાસ જરૂર છે.

## છ છેદનાં નામ આ પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| ૧ નિશિથ | ૩ વ્યવહાર | ૫ પંચકલ્પ. |
| ૨ બૃહત્કલ્પ | ૪ દશાશ્રુતસ્કંધ | ૬ મહાનિષીથ. |

કલ્પસૂત્ર એ દશાશ્રુતસ્કંધનું છેલ્લુ અધ્યયન છે.

## દશ પયન્નાનાં નામ આ પ્રમાણે છે.

| | |
|---|---|
| ૧ ચઉસરણ | ૬ ગણિવિદ્યા. |
| ૨ આતુરપ્રત્યાખ્યાન | ૭ ચંદ્રવેધક. |
| ૩ મહાપ્રત્યાખ્યાન | ૮ દેવેંદ્રસ્તવ. |
| ૪ ભક્તપ્રત્યાખ્યાન | ૯ મરણસમાધિ. |
| ૫ તંદુલવૈકાલિક | ૧૦ સંસ્તારક. |

## વિશેષ યાદી.

૧ ચાર મૂળમાં પિંડ નિર્યુક્તિના બદલે કોઈ ઓઘ-નિર્યુક્તિ પણ ગણે છે.

૨ પંચકલ્પ સૂત્ર હાલ દુર્લભ્ય થઇ પડયું છે; માટે તેની શોધ કરવાની ખાસ જરૂર છે.

આ રીતે ૧૧ અંગ ૧૨ ઉપાંગ ૬ છેદ ૪ મૂળ સૂત્ર ૧૦ પયન્ના અને નંદી–અનુયોગ દ્વાર મળી ૪૫ આગમ ગણાય છે.

આ આગમોમાંનાં કેટલાંક આગમો ઉપર **નિર્યુક્તિ-ઓ** રચાઇ છે. કેટલાંએકનાં ભાષ્યો છે; કેટલાંકની **ચુર્ણિઓ** છે અને ઘણાં ખરાંની **ટીકાઓ** મોજુદ છે, આ રીતે **સૂત્ર, નિર્યુક્તિ**, ભાષ્ય, **ચુર્ણિ** અને **ટીકા** મળીને પંચાંગી કહેવાય છે.

સૂત્રકાર ઘણે ભાગે સુધર્મસ્વામિ નામે ગણધર છે. ફક્ત પન્નવણાના કર્ત્તા **શ્યામાચાર્ય**. ચાર છેદના તથા પિંડનિર્યૂક્તિના કર્ત્તા **ભદ્રબાહુસ્વામિ**. પંચ કલ્પના કર્ત્તા **સંઘદાસગણિ**. દશવૈકાલિકના કર્ત્તા **શય્યંભવસૂરિ**, અને પયન્નાનાં કર્ત્તા **વીરપ્રભુનો શિષ્યવર્ગ** છે.

નિર્યુક્તિકાર **ભદ્રબાહુસ્વામિજ** છે, તેમણે દશ સૂત્રોપર દશ નિર્યુક્તિઓ કરી છે. તથા પિંડનિર્યુક્તિ, ઓઘનિર્યુક્તિ અને સંસ્કૃતનિર્યુક્તિ કરી છે, ભાષ્યકાર **જિનભદ્રગણિ** છે અને ચુર્ણિકાર **જિનદાસમહતરાચાર્ય** છે.

ટીકાકારમાં આચારાંગ, સૂત્રકૃતાંગની ટીકાના કર્ત્તા **શીલાંગાચાર્ય** છે. બાકીના નવ અંગના તથા ઔપપાતિકના ટીકાકાર **અભયદેવસૂરિ** છે. શેષ ઉપાંગના તથા છેદમાંના કેટલાક સૂત્રના ટીકાકાર **મલયગિરિ મહારાજ** છે. આવશ્યક અને દશવિકાલિકના ટીકાકાર **હરિભદ્રસૂરિ** છે, અને ઉતરાધ્યયનના **શાંતિસૂરિ** છે.

દશ પયન્ના મુખ્યપણે ગણ્યા છે; બાકી દશ ઉપરાંત બીજાપણ ઘણાં પયન્ના છે જેવાં કેઃ—

ગચ્છાચાર, તીર્થોદ્‌ગાર, અંગવિદ્યા, જ્યોતિષ્કરંડક.

આ રીતે જૈનાગમ સંબંધી હકીકત છે, એ ઉપરાંત બીજા પણ કેટલાક પ્રામાણિક જૈન ગ્રંથો છે, જે આગમ-સરખાજ મનાય છે તે આ પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| ૧ પાંખીસૂત્ર | ૭ યોનિપ્રાભૃત | ૧૩ કર્મપ્રકૃતસૂત્ર |
| ૨ વંદિતૂસૂત્ર | ૮ વિશેષણુવતી | ૧૪ ઉપદેશમાળા |
| ૩ યતિજીતકલ્પ | ૯ સમ્મતિસૂત્ર | ૧૫ આરાધનાપતાકા |
| ૪ શ્રાદ્ધજીતકલ્પ | ૧૦ તત્ત્વાર્થસૂત્ર | ૧૬ વસુદેવહિંદી |
| ૫ શ્રાવકપ્રજ્ઞપ્તિ | ૧૧ નયચક્રવાલી | ૧૭ પ્રવચનસારોદ્ધાર |
| ૬ સિદ્ધપ્રાભૃત | ૧૨ પ્રશમરતિ | ૧૮ ઋષિભાષિત |

આ બધા પ્રાચીન ગ્રંથો છે. તથા શ્રી [૧]હરિભદ્રાચાર્ય [૨]હેમચંદ્રાચાર્ય, શ્રી [૩]દેવસૂરી, તથા શ્રી [૪]મુનિસંદરસૂરિ વીગેરે અનેક પૂર્વાચાર્યોએ અનેક ગ્રંથો રચ્યા છે, અને છેલ્લા ઉપાધ્યાય શ્રી યશોવિજયજી[૫] વિનયવિજયજી[૬] ભાવ-

---

૧–૨ હરિભદ્રસૂરિ તથા હેમચંદ્રાચાર્યે ઘણા ઘણા ગ્રંથો રચેલા છે. ૩ દેવસૂરિએ સ્યાદ્‌વાદ રત્નાકર રચેલો છે. ૪ મુનિ સુંદરસૂરિએ ઉપદેશ રત્નાકર રચેલ છે. ૫ યશોવિજયજી ઉપાધ્યાયે સો ગ્રંથ રચેલા છે. ૬ એમણે લોકપ્રકાશ રચેલો છે.

વિજયજી[૭] તથા માનવિજયજી[૮] એમણે પણ ઉત્તમ સંસ્કૃત ગ્રંથ રચ્યા છે તે બધું અંગબાહ્ય શ્રુતજ્ઞાન જાણવું.

આ પ્રકારે સાત રીતે બે બે ભેદ પાડીને શ્રુતજ્ઞાનના ચૌદ ભેદ જણાવ્યા, હવે બીજી રીતે શ્રુતજ્ઞાનના વીશ ભેદ બતાવીએ છીએ.

---

## શ્રુત જ્ઞાન ભાગ ૩ જો.

## શ્રુત જ્ઞાનના વીશ ભેદ.

**પર્યાયશ્રુત, અક્ષરશ્રુત, પદશ્રુત, સંઘાતશ્રુત, પ્રતિપત્તિશ્રુત, અનુયોગશ્રુત, પ્રાભૃતપ્રાભૃતશ્રુત, પાભતશ્રુત, વસ્તુશ્રુત અને પૂર્વશ્રુત** એ રીતે પર્યાય-અક્ષર-પદ-સંઘાત, પ્રતિપત્તિ, અનુયોગ, પ્રાભૃતપ્રાભૃત, પ્રાભૃત, વસ્તુ અને પૂર્વના વિભાગે દશ પ્રકારના સાથે દશ બીજા તેના સમાસના ભેદ જોડતાં શ્રુતજ્ઞાનના ખરા વીશ ભેદ થાય તેની સમજ આ પ્રમાણે છે.

પર્યાય એટલે ઓછામાં ઓછો જ્ઞાનનો અંશ, જેમકે સૂક્ષ્મ નિગોદના જીવને અક્ષરના અનંતમા ભાગ જેટલું જ્ઞાન રહે છે તે પર્યાયશ્રુત જાણવું; અને તેથી કાંઇક વધુ પર્યાયોના જ્ઞાનને પર્યાયસમાસ શ્રુત જાણવું.

અક્ષર એટલે અકારાદિક વર્ણમાળાનો કોઈ પણ

---

૭ એમણે ષટ્ત્રિંશજજલ્પ નામે ગ્રંથ રચેલો છે. ૮ એમણે ધર્મ સંગ્રહ નામે ગ્રંથ રચેલ છે.

અક્ષર, તે સંબંધીજ્ઞાન તે અક્ષરશ્રુત અને તેવા ઝાઝા અક્ષર સંબંધી જ્ઞાન ત અક્ષરસમાસશ્રુત જાણવું.

પદ એટલે અગીયાર અંગોમાં રહેલ પદોમાંથી એક પદ અને પદસમાસ તે તેવાં ઘણાં પદ જાણવાં. આ રીતે સમાસ માટે બધા પ્રકારમાં અર્થ જાણી લેવો.

સંઘાત એટલે દ્વારનો અવયવ[1] જાણવો.

પ્રતિપત્તિ એટલે દ્વાર માર્ગણા જાણવી. અનુયોગ તે અનુયોગ [2]કરવાનાં દ્વાર જાણવાં.

આ રીતે પદ–સંઘાત–પ્રતિપત્તિ અને અનુયોગ એ ચાર પ્રકાર અગીયાર અંગોમાં આવે છે, અને બાકીના પ્રાભૃતપાભૃત, પ્રાભૃત, વસ્તુ, અને પૂર્વ એ ચાર પ્રકાર ચૌદ પૂર્વોમાં આવે છે.

ત્યાં પૂર્વ તે એકેક પૂર્વ જાણવું, વસ્તુ તે પૂર્વનો વિભાગ જાણવો. પ્રાભૃત તે વસ્તુનો વિભાગ જાણવો. અને પ્રાભૃત પ્રાભૃત તે પ્રાભૃતનો વિભાગ જાણવો.

પૂર્વ સમાસશ્રુત તે ચૌદ પૂર્વ જાણવાં. આ છેલ્લો પ્રકાર તે ઉત્કૃષ્ટ શ્રુત જ્ઞાન છે, તેટલું શ્રુત જ્ઞાન ધરનાર તે શ્રુતકેવલી કહેવાય છે.

---

૧ ભાગના જૂદા જૂદા હિસાબે કોઇ બાબતને તપાસવી તે દ્વાર-માર્ગણા. ૨ અનુયોગ એટલે વિશેષ વ્યાખ્યા.

## શ્રુત કેવલી સંબંધી ખુલાસા.

શ્રતકેવલી શ્રુતના ઉપયોગે દ્રવ્યથી સર્વ દ્રવ્ય જાણી શકે છે, ક્ષેત્રથી લોકાલોક જાણી શકે છે, કાળથી સર્વ કાળ જાણી શકે છે, અને ભાવથી સર્વ ભાવ જાણી શકે છે, માટે સંપૂર્ણ શ્રુતજ્ઞાની તે કેવલી સરખાજ જાણવા, અને એટલા માટેજ તે શ્રુતકેવલી કહેવાય છે.

આ રીતે અભિલાપ્ય એટલે શબ્દદ્વારા જણાવી શકાય એવા ભાવમાં શ્રુતજ્ઞાન અને કેવલજ્ઞાન તુલ્ય કહેલ છે; છતાં અભિલાપ્ય કરતાં અનંત ગણા અધિક અનભિલાપ્ય ભાવ છે, તે કેવલજ્ઞાનીજ જાણી શકે છે.

## મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનો મુકાબલો.

મતિજ્ઞાન શ્રુતજ્ઞાનનું કારણ છે અને શ્રુતજ્ઞાન એ મતિજ્ઞાનનું કાર્ય છે. મતિજ્ઞાન નિરક્ષકરૂપે છે અને શ્રુતજ્ઞાન અક્ષર વિચારણા રૂપે છે, મતિજ્ઞાન મૂગું છે અને શ્રુતજ્ઞાન અક્ષરરૂપ હોવાથી બોલતું છે, મતિજ્ઞાન પહેલું થાય છે, અને શ્રુતજ્ઞાન તેના પછી થાય છે.

## ઉપસંહાર.

આ રીતે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન એ બે જ્ઞાન કહ્યાં, તે બે જ્ઞાન આત્માને આશ્રયી પરોક્ષ ગણાય છે કેમકે તે ઇંદ્રિયો અને મન મારફતે થાય છે. ઇંદ્રિયોને આશ્રયી મતિ-

જ્ઞાનમાં પ્રત્યક્ષની મુખ્યતા છે અને શ્રુતજ્ઞાન એ શબ્દ પ્રમાણરૂપે હોવાથી તેમાં પરોક્ષની મુખ્યતા છે.

---

# પાઠ ૯ મો.

## અવધિજ્ઞાન ભાગ ૧ લો.

ઇંદ્રિયો તથા મનની અપેક્ષા નહિ રાખતાં પરબારૂં આત્મામાં જે અમુક હદ સુધીનું અવધાનરૂપે જ્ઞાન સ્ફૂરે તે અવધિજ્ઞાન કહેવાય છે. અવધિજ્ઞાનથી આત્માને દિવ્ય ચક્ષુ પ્રગટે છે.

## અવધિજ્ઞાનના ભેદ.

અવધિજ્ઞાનના બે ભેદ છે. ભવપ્રત્યયિક અવધિજ્ઞાન અને ગુણ પ્રત્યયિક અવધિજ્ઞાન.

ભવપ્રત્યયિક એટલે જેવો ભવ અર્થાત્ તેવી ગતિ પામવાથી તેવા કારણે જે અવધિજ્ઞાન પ્રાપ્ત થાય છે તે. દેવતા અને નારકીના જીવોનું જે અવધિજ્ઞાન હોય છે તે ભવપ્રત્યયિક જાણવું

ગુણ પ્રત્યયિક એટલે અધ્યવસાયની વિશુદ્ધિરૂપ ગુણના કારણે ઉત્પન્ન થતું અવધિજ્ઞાન ત્રણ રીતે બે બે ભેદમાં વહેંચી શકાય છે, તેથી એકંદરે તેના છ પ્રકાર ગણાય છે.

## પહેલી રીતે બે ભેદ.

અનુગામિ અવાધજ્ઞાન અને અનનુગામી અવધિજ્ઞાન એમ તેના બે ભેદ છે. અનુગામી એટલે આંખની માફક સાથે ચાલતું, એટલે કે જે ઠેકાણે અવધિજ્ઞાન ઉત્પન્ન થયું હોય, તે ઠેકાણે મૂકીને બીજે ઠેકાણે જતાં, પણ જે સાથે આવે તે, અર્થાત્ જ્યાં પુરુષ વિચરે ત્યાં સાથે આવે તે અનુગામી અવધિજ્ઞાન જાણવું, આવા અવધિજ્ઞાનમાં જે જીવને જે સ્થાનકે અવધિજ્ઞાન ઉત્પન્ન થયું, ત્યાંથી તે જેટલું ક્ષેત્ર ચારે બાજુ જોઇ શકે તેટલુંજ ક્ષેત્ર તે ત્યાંથી આગળ ચાલતાં જે સ્થળે જાય ત્યાંથી દેખી શકે છે.

અનનુગામિ એટલે અનુગામિ નહિ હોય તે, એટલે કે અમુકસ્થાનમાં બાંધી રાખેલા દીવાની માફક જે ઠેકાણે અવધિજ્ઞાન ઉત્પન્ન થયું હોય તે સ્થાનકે રહે ત્યારેજ હોય, પણ બીજા સ્થળે જતાં ન હોય તે અનનુગામી જાણવું. આ જાતની અવધિમાં તે અવધિજ્ઞાન જેટલા ક્ષેત્રનું થયું હોય તેટલા ક્ષેત્રમાં રહેતાં તેટલું ક્ષેત્ર જાણી શકાય છે, પણ તે ક્ષેત્ર અતિક્રમ્યા પછી આગળ દેખાતું નથી.

## બીજી રીતે બે ભેદ.

વર્દ્ધમાન અને હિયમાન રૂપે પણ તેના બે ભેદ પાડી શકાય.

વર્દ્ધમાન એટલે ઉત્પન્ન થયા પછી વિશુદ્ધ અધ્યવસાયના યોગે પૂર્વની અવસ્થાથી દિવસે દિવસે વધતું જતું અવધિજ્ઞાન. આ જ્ઞાન ઉપજતી વખતે શરૂઆતમાં અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું ક્ષેત્ર દેખાય અને પછી વધતાં વધતાં યાવત્ અલોકમાં પણ લોક જેવડા અસંખ્યાતા ખંડક દેખાય છે.

હિયમાન એટલે પહેલાં શુભ પરિણામના યોગે એકદમ ઘણું ઉપજેલું હોય અને પછી પડતા પરિણામમાં ઘટતું જાય તે હિયમાન અવધિજ્ઞાન જાણવું.

## ત્રીજી રીતે બે ભેદ.

પ્રતિપાતિ અપ્રતિપાતિ એમ પણ તેના બે ભેદ પાડી શકાય છે.

પ્રતિપાતિ, એટલે આવીને એકદમ જતું રહેનાર, તેવું અવધિજ્ઞાન ઉત્કૃષ્ટું નથી, વધી વધીને છેવટે લોકની હદ-સુધી પહોંચે છે, પણ પછી તે એકદમ જતું રહે છે.

આ પ્રતિપાતિ અવધિજ્ઞાન બે પ્રકારે ગણાય છે, એક ભવક્ષયથી અને બીજું ગુણક્ષયથી.

નારકીના જીવ તથા દેવતાને રહેલું અવધિજ્ઞાન તેમનો તે ભવ પુરો થતાં જતું રહેનાર હોવાથી ભવક્ષયથી પ્રતિપાત ગણાય છે.

એક ચેલાને કાળે વાળતાં, ભાવની વિશુદ્ધિથી અવધિજ્ઞાન ઉપજ્યું, એટલે તેણે ઇંદ્રને રીસાયલી ઇંદ્રાણીને મનાવતો જોયો તેથી તેને હાસ્ય આવ્યું, આ કારણથી તેનું તે અવધિજ્ઞાન એકદમ બંધ પડી ગયું. એ ગુણક્ષયથી પ્રતિપાતિ અવધિજ્ઞાન જાણવું.

આ રીતે પ્રતિપાતિ અવધિજ્ઞાન હિયમાન અવધિજ્ઞાનની માફક ધીમે ધીમે બંધ થઇ નહિ પડતાં, દીવાની માફક એકદમ નિર્મૂળ થાય છે.

અપ્રતિપાતિ—એટલે કાયમ રહેનાર તે, અર્થાત્ જે ઉત્પન્ન થયા પછી ક્ષીણતા નથી પામતું તે, આખો લોક દેખાયા બાદ અલોકનો એક પ્રદેશ દેખાય કે તે અવધિજ્ઞાન અપ્રતિપાતિ થાય છે. તેમજ કેવળજ્ઞાનથી અંતર મુહુર્ત પૂર્વે તે અતિ વિશુદ્ધ અવધિજ્ઞાન ઉપજે છે, અને જે પરમાવધિજ્ઞાન કહેવાય છે તે અપ્રતિપાતિ અવધિજ્ઞાન જાણવું અને કેવળજ્ઞાન ઉપજતાં તેમાં લય થાય છે.

---

## અવધિજ્ઞાન ભાગ ૨ જો.

---

### અવધિજ્ઞાન સંબંધી વિશેષ ખુલાસો.

દ્રવ્યથી અવધિજ્ઞાની, જઘન્યપણે પણ અનંતારૂપી

દ્રવ્ય જોઇ શકે છે, અને ઉત્કૃષ્ટપણે સર્વરૂપી દ્રવ્ય જોઇ શકે છે. ભાવથી અવધિજ્ઞાની જઘન્યપણે અનંત ભાવ જાણી શકે છે અને ઉત્કૃષ્ટપણે પણ અનંત ભાવ જાણી શકે છે, માટે દ્રવ્ય તથા ભાવને આશ્રીત તેના અનંત ભેદ પડી શકે છે. ક્ષેત્રથી અવધિજ્ઞાની જઘન્યથી અંગુલનો અસંખ્યાતમો ભાગ જોઈ શકે અને ઉત્કૃષ્ટપણે અલોકમાં લોક જેવડા અસંખ્ય ખંડક જોઈ શકે.

કાળથી અવધિજ્ઞાની જઘન્યથી આવલિકાના અસંખ્યાતમાં ભાગ જેટલા કાલને જાણી શકે અને ઉત્કૃષ્ટપણે અતિત તથા અનાગત અસંખ્યાત ઉત્સર્પિણી અવસર્પણિના કાળચક્ર જાણી શકે છે.

તેથી ક્ષેત્ર તથા કાળને આશ્રી તેના અસંખ્યાત ભેદ પાડી શકાય.

મતિજ્ઞાનનું મનન થાય છે. શ્રુતજ્ઞાનનું શ્રવણ થાય છે. અને અવધિજ્ઞાનનો આભોગ થાય છે. આભોગ એટલે ઊંડું અવલોકન, તે માટે કહેવાય છે કે **ઓહિણા આભોએઇ** એટલે કે અવધિથી ઉંડું અવલોકન કરી જુએ છે,*

---

* અવધિ ઉત્પન્ન થવામાં તથા તેના ઉપયોગ કાલમાં ચિત્તની નિશ્ચલતા રહે છે, અને તેમાં **સમાધિદશા** ઝળકે છે.

# અવધિજ્ઞાન અને મિથ્યાજ્ઞાન.

---

## સમ્યક્‌જ્ઞાન અને મિથ્યાજ્ઞાન.

યથાર્થજ્ઞાન થાય તે સમ્યક્‌જ્ઞાન છે, અને ઉંધુંચતું જાણવામાં આવે તે મિથ્યાજ્ઞાન છે. જેની સીધી નજર હોય તેને સમ્યક્‌જ્ઞાન થાય છે. અને જેની વાંકી નજર હોય તેને મિથ્યાજ્ઞાન થાય છે. ટુંકામાં કહિયે તો સમ્યક્‌દૃષ્ટિ પુરૂષને સમ્યક્‌જ્ઞાન હોય છે, અને મિથ્યાદૃષ્ટિને મિથ્યા હોય છે.

સમ્યક્‌જ્ઞાનનું ફળ વિરતિ એટલે ત્યાગ વૈરાગ્ય છે. મિથ્યાજ્ઞાનવાળાને બધી રીતની વિરતિ હોતી નથી. માટે તેમનું તે મિથ્યાજ્ઞાન અજ્ઞાન સમાન હોવાથી અજ્ઞાનરૂપેજ ગણી શકાય.

આ કારણથી મિથ્યાદૃષ્ટિને થતું મતિજ્ઞાન તે મતિ–અજ્ઞાન જાણવું. મિથ્યાદૃષ્ટિને રહેલું શાસ્ત્રજ્ઞાન તે મિથ્યા-શ્રુત અથવા શ્રુત–અજ્ઞાન જાણવું.

અને મિથ્યાદૃષ્ટિને ઉત્પન્ન થતું અવધિજ્ઞાન, તે વિભંગજ્ઞાન જાણવું. વિભંગ એટલે ભંગાએલું અર્થાત્ ભાગ્યુતુટ્યું.

સમ્યક્‌જ્ઞાન પ્રમાણરૂપ છે. અને મિથ્યાજ્ઞાન અપ્રમાણ છે.

ટુંકામાં કહિએ તો સમ્યક્જ્ઞાન એ મોક્ષમાર્ગ છે. અને મિથ્યાજ્ઞાન એ અજ્ઞાનરૂપ અથવા મિથ્યાત્વ હોવાથી સંસારવર્દ્ધક છે.

---

# પાઠ ૧૦ મો.

## મનઃ પર્યવજ્ઞાન.

સંજ્ઞિ પંચેંદ્રિય જીવોના મનને સમસ્ત પ્રકારે જાણવું તે મનઃપર્યવજ્ઞાન કહેવાય છે. એને મનઃપર્યાયજ્ઞાન પણ કહે છે.

આ જ્ઞાનથી સામા માણસના મનમાં રહેલી તમામ વાત જાણી શકાય છે.

## તેના ભેદ.

એના બે ભેદ છે. ઋજુમતિ અને વિપુલમતિ.

સામાન્ય રીતે ગ્રહણ કરવાની મતિ જ્યાં હોય તે ઋજુમતિ "એણે ઘડો ચિંતવ્યો છે." એટલું સામાન્યપણે જ્યાં ગ્રહણ થાય તે ઋજુમતિ મનઃપર્યવ છે.

વિશેષને ગ્રહણ કરનારી મતિ તે વિપુલમતિ જેમકે "એણે ઘડો ચિંતવ્યો છે" તે દ્રવ્યથી સુવર્ણનો છે, ક્ષેત્રથી પાટલીપુત્રમાં બનેલો છે, કાળથકી શીત કાળમાં

બનેલો છે, અને ભાવથકી પીળા રંગનો અને સફાઈદાર વગેરે છે, એ રીતે જ્યાં તેનાં વિશેષ રૂપો ગ્રહણ થાય, તે વિપુલમતિ મનઃપર્યવજ્ઞાન કહેવાય.

ટુંકામાં સામાન્ય ગ્રાહિણી મતિ તે ઋજુમતિ, અને વિશેષ ગ્રાહિણી મતિ તે વિપુલમતિ જાણવું.

ઋજુ એટલે સરલ--સાદીમતિ અને વિપુલ એટલે અધિક મતિ આ રીતે એનો શબ્દાર્થ છે.

## ઋજુમતિ અને વિપુલમતિનો વિશેષ ખુલાસો.

દ્રવ્યથી ઋજુમતિ અનંત પ્રદેશી અનંતા સ્કંધ જાણે દેખે, અને વિપુલમતિ તેજ સ્કંધ અધિકા છતાં વિશુદ્ધ-પણે દેખે.

ક્ષેત્રથી ઋજુમતિ નીચે મહાવિદેહમાં રહેલી કુબડી વિજયોના અધોગ્રામસૂધી એટલે કે રત્નપ્રભા નામની પહેલી નરકના ક્ષુલ્લક પ્રતર સૂધી અને ઉંચે જ્યોતિશ્ચક્રના ઉપરના ભાગસુધી, એમ અઢારસો યોજનમાં અને તિરછું અઢી દ્વીપમાં રહેલા સંજ્ઞિ પંચેંદ્રિય જીવોના મનોગત ભાવ જાણી શકે છે. અને વિપુલમતિ તેના કરતાં અઢી અંગુલ વધારે જાણી શકે છે. તથા વિશુદ્ધપણે જાણે છે.

કાળથી ઋજુમતિ જઘન્યપણે પલ્યોપમનો અસંખ્યાત ભાગ અને ઉત્કૃષ્ટપણે અતીત અનાગત કાલ જાણે, અને

વિપુલમતિ તેજ કાળ જરા અધિક છતાં વિશુદ્ધપણે જાણે છે.

ભાવથી ઋજુમતિ અનંતાભાવ જાણે અને વિપુલમતિ તેજ કંઈક અધિક છતાં વિશુદ્ધપણે જાણે. અહિં અનંતા ભાવ કહ્યા, તે છતાં તે સર્વ ભાવના અનંતમે ભાગે જાણવા. પર્યાયની અપેક્ષાએ આ જ્ઞાનથી ચિંતવેલા દ્રવ્યના અસંખ્યાતા પર્યાય જાણી શકાય છે.

## સારાંશ.

ઉપરના વિવેચન ઉપરથી સારાંશ એ નીકળે છે કે ઋજુમતિ અને વિપુલમતિનો જ્ઞેય વિષય તે લગભગ સરખોજ છે. બાકી ઋજુમતિ જે સાદી રીતે જાણે દેખે છે, તેમ વિપુલમતિ વિશેષપણે જાણે-દેખે છે.

## અવધિ અને મનઃપર્યવ જ્ઞાનની સરખામણી.

જેમ અવધિજ્ઞાન છદ્મસ્થને થાય છે, તેમ મનઃપર્યવ જ્ઞાન પણ છદ્મસ્થનેજ થાય છે, માટે

મતિ, શ્રુત, અવધિ, અને મનઃપર્યવ એ ચારે જ્ઞાન છાદ્મસ્થિક જ્ઞાન ગણાય છે.

છદ્મસ્થનું જ્ઞાન તે છાદ્મસ્થિક જ્ઞાન. જ્યાં સુધી છદ્મસ્થપણું રહે ત્યાં સુધી ઉપયોગ મુકી જોતાં ભુલચુક થવાનો સંભવ જારી રહે છે. એટલે કહેલું છે કે-

छद्मस्थस्य हि बुद्धिः स्खलति न कस्य कर्मवशगस्य ?

અર્થ—કર્મના વશમાં ફસાયલા કયા છદ્મસ્થની બુદ્ધિ ભૂલ નથી કરતી ?

માટે ચતુર્જ્ઞાની છતાં પણ જો ઉપયોગ ન આપે તો તેઓ ભૂલથાપ ખાઇ જાય છે.

જેમ અવધિજ્ઞાન રૂપીદ્રવ્યવિષે થાય છે, તેમ મનઃપર્યવ પણ રૂપીદ્રવ્યમાંજ થાય છે, કેમકે મનમાં રહેલા ભાવ તે મનપણે પરિણામેલા હોય છે, અને મન પોતે રૂપી છે*

જેમ અવધિજ્ઞાન ક્ષાયોપશમિક ભાવે છે, તેમ મનઃપર્યવ પણ ક્ષાયોપશમિક છે. મતિ, શ્રુત પણ ક્ષાયોપશમિકજ છે (ક્ષાયોપમિક ભાવની સમજ આગળ અપાશે).

અવધિજ્ઞાન આત્મપ્રત્યક્ષ છે. તેમ મનઃપર્યવજ્ઞાન પણ આત્મપ્રત્યક્ષ છે, વિશેષ એ છે કે મનઃપર્યવજ્ઞાન મિથ્યાદૃષ્ટિને ન હોય, કિંતુ અપ્રમત યતિનેજ થાય છે.

---

* આપરથી આ વાત સ્પષ્ટ થાય છે કે મનના વિચારોને પણ આકાર હોય છે. આપણે જે જે વિચાર કરીએ છીએ તે તે સૂક્ષ્મ પરમાણુઓનો અમુક સંચય બને છે.

# પાઠ ૧૧ મો.

## કેવળ જ્ઞાન.

કેવલ એટલે એક અર્થાત્ શુદ્ધ, સંપૂર્ણ, અસાધારણ, અનંત, અને અસ્ખલિત જે જ્ઞાન તે કેવળજ્ઞાન છે.

એ જ્ઞાન ઉત્પન્ન થતાં સમકાળે સર્વ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ જણાય છે. એમાં દ્રવ્ય રૂપી અરૂપી, સકળ પદાર્થ યથાવસ્થિત ( જેમ રહેલા છે તેમ ) પ્રતિભાસમાન થાય છે, ક્ષેત્રથી તમામ લોક તથા અલોક જણાઇ રહે છે. કાળથી ભૂત વર્તમાન ભવિષ્ય સર્વકાળ જાણવામાં આવે છે, અને ભાવથી સર્વ ગુણ પર્યાય જણાઇ રહે છે.

આમ હોવાથી કેવલજ્ઞાનના ભેદ સંભવેજ નહિ, તે એક અખંડ આત્મપ્રકાશ રૂપ છે.

કેવલજ્ઞાન તે વીતરાગ જ્ઞાન છે. તે ક્ષાયિક ભાવે છે. ( ક્ષાયિક ભાવનું સ્વરૂપ પણ આગળ કહેવામાં આવશે. ) અવધિ અને મનઃપર્યવ પ્રત્યક્ષ ગણાય છે ખરાં, પણ તે વિકલ પ્રત્યક્ષ એટલે અધુરાં પ્રત્યક્ષ છે, અને આ કેવલજ્ઞાન સકલ પ્રત્યક્ષ એટલે પૂર્ણ પ્રત્યક્ષ છે.

મતિ, શ્રુત, અવધિ, અને મનઃપર્યવ એ ચારે જ્ઞાન દેશ પરિચ્છેદક છે. એટલે અમુક અંશે જાણનારાં છે. પણ

કેવળજ્ઞાન તો સ્તોમ પરિચ્છેદક એટલે સમકાલે સર્વ વિષયના સમુહને જાણનાર છે. માટે સર્વ કરતાં ઉત્તમ તો કેવલજ્ઞાનજ છે.

---

## પાઠ ૧૨ મો.

### જ્ઞાનાવરણીય કર્મ.

પૂર્વે કહેલાં પાંચ [1]પ્રકારના જ્ઞાનને ઢાંકનાર કર્મ તે જ્ઞાનાવરણીય કર્મ છે.

તે પટ સમાન છે, જેમ નેત્રોની આડે પટ એટલે પાટો બાંધવાથી દૃષ્ટિના વિષય પદાર્થને જાણવામાં જે હરકત કરે છે તે જ્ઞાનાવરણીય કર્મ છે, આટલા માટે બૃહત્કર્મવિપાકમાં આ રીતે લખ્યું છે કે,

सरउगायससिनिम्मलंतरस्स जीवस्स छायणजमिह
नाणावरणं कम्म पडोवम होई एवंतु ॥ १ ॥
जह निम्मला विचक्खु पडेण केणावी छाइया संतो
मंदमंदतरागं पिच्छई ज्ञानिम्मला जइवि. ॥ २ ॥

અર્થ—શરદ્ઋતુના ચંદ્ર માફક અતિ નિર્મલ જીવના

---

૧ મતિ જ્ઞાન, શ્રુત જ્ઞાન, અવધિ જ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, અને કેવળજ્ઞાન.

ઉપર જે ઢાંકણુ વળેલ છે તે, જ્ઞાનાવરણુ કર્મ જાણવું. તે પાટા જેવું છે એટલે કે જેમ નિર્મળ આંખ પણ કોઇક પાટાથી ઢંકાતાં તે જોકે નિર્મલ છે, તોપણ મંદ મંદ દેખી શકે છે તેમ જ્ઞાનાવરણુ પણ જાણી લેવું.

## જ્ઞાનાવરણના ભેદ.

જ્ઞાનના પાંચ ભેદ છે. માટે જ્ઞાનાવરણીય કર્મની પણ પાંચ પ્રકૃતિ છે. મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ, મનઃપર્યવજ્ઞાનાવરણ, અને કેવળજ્ઞાનાવરણ.

## આવરણનું સ્વરૂપ.

આવરણ જુદી જુદી જાતનાં હોય છે. કોઇ ઘન[1] ઘનતર અને ઘનતમ હોય છે. અને કોઇ મંદ,[2] મંદતર, મંદતમ હોય છે. તેથી જેવી જાતનું આવરણ આવે તેવી રીતે તે જીવના જ્ઞાનરૂપ પ્રકાશને આવરેછે–ઢાંકેછે–રોકે છે.

મતિજ્ઞાનાવરણાદિ ચાર પ્રકૃતિઓ **દેશઘાતિ**[3] છે. અને કેવળજ્ઞાનાવરણ **સર્વઘાતિ**[4] છે.

ચેતનામય જીવરૂપ સૂર્ય કેવળજ્ઞાનાવરણરૂપ વાદળાંથી

---

૧ ઘાટું જાડું વિશેષ જાડું, સૌથી જાડું. ૨ આછું વગેરે. ૩ થોડા,૪ બધા વિશેષ.

ઢંકાઇ રહે છે, છતાં પણ ત્યાં અક્ષરનો અનંતમો ભાગ તો ખુલ્લોજ રહે છે. જો તે પણ ઢંકાઇ જતો હોય તો જીવ ટળીને અજીવજ થઇ જાય, પરંતુ તેમ બનતુંજ નથી. બાકીની મતિ જ્ઞાનાવરણાદિ પ્રકૃતિઓ તો કરડેલી કાંબળી સરખી સછિદ્ર છે. તેથી નાને મોટે અર્ધે છિદ્રે પ્રસરતા રવિપ્રકાશની માફક જીવને જ્ઞાનનું તરતમપણું[1] રહે છે.

---

# પાઠ ૧૩ મો.

## દર્શનાવરણીય કર્મ.

દર્શન એટલે સામાન્ય અવબોધ, એ રીતે દર્શન શબ્દનો પારિભાષિક અર્થ પ્રથમ જણાવેલ છે. તે ઉપરાંત દર્શન એટલે દેખવું, એવો દૃશ ધાતુ ઉપરથી નીકળતો સાદો અર્થ અહિં પણ લેવો. તેથી જે દર્શન એટલે સામાન્ય અવબોધ, તથા દેખાવાના કામને અટકાવે તે દર્શનાવરણીય કર્મ જાણવું.

## દર્શનાવરણીયના ભેદ.

દર્શનાવરણીય કર્મના નવભેદ છે, તે આ પ્રમાણે છે. ચક્ષુદર્શનાવરણ, અચક્ષુદર્શનાવરણ, અવધિદર્શનાવરણ,

---

૧ ઓછાવત્તાપણું.

કેવળદર્શનાવરણ, તથા પાંચ પ્રકારની નિદ્રા; જે ચક્ષુદર્શન અચક્ષુદર્શન અવધિદર્શન અને કેવળદર્શન[1] તેમને જે કર્મ પ્રકૃતિ આવરે તે તેવે નામે ગણાય છે.

## નિદ્રા.

નિદ્રા, પાંચ પ્રકારની છે. નિદ્રા, નિદ્રા-નિદ્રા, પ્રચલા, પ્રચલાપ્રચલા અને સ્ત્યાનર્દ્ધિ.

જેમાં સુખે જગાય એટલે કે માત્ર સાદ સાંભળ્યાથી જાગી શકાય તે નિદ્રા. જેમાં દુઃખે જગાવાય એટલે કે ઘણા ઘણા સાદ કરતાં અને શરીરને ધંધડાવતાં જાગૃતિ થાય એવી ગાઢનિદ્રા તે નિદ્રાનિદ્રા.

જે બેઠાં બેઠાં કે ઉભા રહેતાં પણ ઊંઘ ઘેરાય તે પ્રચલા. જે હાલતાં ચાલતાં પણ હાથીની માફક ઉંઘ આવ્યા કરે તે પ્રચલાપ્રચલા. જે ઊંઘમાં ને ઊંઘમાં ઉઠીને દિવસે ચિંતવેલું કામ કરાવાય એવી ઘોરનિદ્રા તે સ્ત્યાનર્દ્ધિ કહેવાય છે. સ્ત્યાન એટલે એકઠી થાય છે, ઋદ્ધિ એટલે બળશક્તિ. જ્યાં તે સ્ત્યાનર્દ્ધિ એ એનો શબ્દાર્થ છે, એ નિદ્રામાં બળ બહુ વધી પડે છે. ઘણામાં ઘણું બળદેવ જેટલું અને થોડામાં થોડું ચારગણું.

---

1 જેનું સ્વરૂપ ૬ઠા પાઠમાં કહેલ છે.

ટુંકામાં કહીએ તો સાદી નિદ્રા. ગાઢનિદ્રા. ઝોલા રૂપ અકિણિયા ઘેનરૂપ ગાઢનિદ્રા અને આવેશી નિદ્રા એમ પાંચ પ્રકારની નિદ્રા છે.

એ પાંચ નિદ્રાઓ જે કર્મ પ્રકૃતિથી ઉદય પામે છે. તે કર્મ પ્રકૃતિને પણ તેજ નામે ઓળખવામાં આવે છે. આ રીતે નિદ્રા સંબંધી પાંચ પ્રકૃતિ ગણાય છે.

પાંચ નિદ્રાના લક્ષણની દોઢ ગાથા આ પ્રમાણે છે.

**सुह पडिबोहा निद्दा, निद्दानिद्दाय दुक्ख पडिबोहा,**
**पयलाठिओवविडस्स पयला पयलाय चंकमओ.**
**दिणचिंति अत्थकरणी थीणद्धी अद्धचाक्कि अद्धबला.**

અર્થ. જેમાં સુખે પ્રતિબોધ થાય તે નિદ્રા, જેમાં દુઃખે પ્રતિબોધ થાય તે નિદ્રાનિદ્રા, બેઠે કે ઉભે આવે તે પ્રચલા, ચાલતાં આવે તે પ્રચલાપ્રચલા. અને દિવસે ચિંતવેલાં કામ જેમાં થઇ શકે, અને અર્દ્ધચક્રિ (વાસુદેવ) ના બળથી અર્ધું બળ રહે તે સ્ત્યાનર્દ્ધિ નિદ્રા જાણવી[1]

આ પાંચે પ્રકૃતિઓમાં દર્શન એટલે દેખાવની ક્રિયા રોકાય છે. માટે તે દર્શનાવરણીય કર્મની પ્રકૃતિ છે.

---

૧ જેને વજ્ર ઋષભ નારાચ નામે મજબુત સહનન ( શરીરનો બાંધો ) હોય, તેને એ નિદ્રામાં પ્રતિવાસુદેવ જેટલું બળ ઉદ્‌ભવે છે. બીજાને તો સામાન્ય બળથી-બમણું-ત્રમણું બળ આવી જાય છે.

## દર્શનાવરણ સંબંધી વિશેષ ખુલાસો.

ચક્ષુદર્શનાવરણથી આંખ સંબંધી ખોડ ખાંપણ પ્રાપ્ત થયેલ હોય છે, અને અચક્ષુદર્શનાવરણથી કાન, નાક, જીભ ત્વચા અને મન સંબંધી ખોટ ખાંપણ પ્રાપ્ત થાય છે. માટે આંધળાપણું, કાંણાપણું બાડાપણું, મુંગાપણું બહેરાપણું તથા બોબડાપણું વીગેરે ખોડ ખાંપણો દર્શનાવરણીય કર્મનાં ફળ છે. તેમજ સુસ્તી આળસ તથા નીશો અને બેભાની એ પણ દર્શનાવરણ કર્મને લીધે થયેલ હોય છે. કેમકે સુસ્તી અને આળસ એ નિદ્રાની શરૂઆંતમાંના ચિન્હો છે. અને નિશો અને બેભાની એ ખુદ પ્રચલાપ્રચલા છે.

દર્શનાવરણીય કર્મ વેત્રી સમાન છે. વેત્રી એટલે છડીદાર પેહેરગીર સિપાઇ તે જેમ રાજાનાં દર્શન કરવા જતાં આપણને અટકાવી રાખે છે, તેમ દર્શનાવરણીય જીવને દેખતાં અટકાવી રાખે છે.

---

# પાઠ ૧૪ મો.

## વેદનીય કર્મ.

જાણવું, દેખવું અને ભોગવવું એમ ત્રણ જાતની ક્રિયાઓ છે. તેમાં જાણવું, દેખવું તે જ્ઞાન—દર્શન છે અને ભોગવવું

તે વેદના કહેવાય છે. વેદન એટલે લાગણી.[1]

## વેદનીય કર્મના ભેદ.

વેદનીય કે લાગણી બે જાતની હોય છે.

સુખની અને દુઃખની, તેથી વેદનીય કર્મના પણ બે પ્રકાર છે. એક સાતાવેદનીય અનેબીજું અસાતાવેદનીય, જેનાથી સાતા એટલે સુખ અનુભવાય તે સાતા વેદનીય અને જેનાથી અસાતા એટલે દુઃખ કે પીડા અનુભવાય તે અસાતા વેદનીય.

## વિશેષ સ્વરૂપ.

સાતા વેદનીય એ કર્મની શુભ પ્રકૃતિ છે, કેમકે તે સુખ આપે છે. અને અશાતા વેદનીય, એ કર્મની અશુભ પ્રકૃતિ છે, કેમકે તે દુઃખ આપે છે. માટે સાતા વેદનીય એ પુણ્ય પ્રકૃતિ ગણાય છે.

અને અસાતા વેદનીય એ પાપ પ્રકૃતિ ગણાય છે. દેવ અને મનુષ્ય ગતિમાં પ્રાયે સાતાનો ઉદય હોય છે, અને નરક અને તિર્યંચમાં પ્રાયે અસાતાનો ઉદય ગણાય છે.

આપણે તનદુરસ્ત હોઇએ ત્યારે સાતાનો ઉદય જ-ણાય છે. અને બીમાર હોઇએ ત્યારે અસાતાનો ઉદય ગણાય છે.

અસાતાનાં ઉદયથી અનેક જાતના રોગો પેદા થાય

---

૧ જાડી ભાષામાં સ્પર્શ થવો—લાગવું કે અનુભવ કરવો.

છે. માટે તમામ રોગોનું મૂળ અસાતા વેદનીય કર્મ છે.

આ વેદનીય કર્મ મધુલિપ્ત અસિધારા સમાન છે; એટલે કે મધથી ખરડાએલી. તરવારની ધારના ચાટવાના જેવું છે. જેમ તેમાં મધ ચાટતાં સુખ લાગે છે, પણ જીભ કપાતાં દુઃખ લાગે છે; તેમ ઇંહાં સાતા વેદનીયથી વિષય સુખ મળતાં સુખ લાગે છે, પણ તે ક્ષણિક હોવાથી જ્યારે તે સુખનો વિરહ થઇ અસાતાનો ઉદય થાય છે, ત્યારે દુઃખ વેઠવું પડે છે. તેથી પરમાર્થે જોતાં સાતા વેદનીયથી મળેલું સુખ પણ દુઃખરૂપજ છે. ખરૂં સુખ તો આત્મસંતોષરૂપજ છે. ગમે તેવી સ્થિતિમાં પણ પોતાને સંતુષ્ટ રાખી સમભાવ લાવ્યાથી તેવું સુખ મળે છે.

---

## પાઠ ૧૫ મો.

### મોહનીય કર્મ ભાગ ૧ લો.

મોહનીય કર્મનું બીજું નામ મોહકર્મ છે. મોહ એટલે મુંઝવણ જેનાથી થાય એ કર્મને મોહનીય કર્મ કહે છે. એના ઉદયથી જીવ પોતાનું હિત શું છે તે સમજી શકતો નથી;* મોહનીય કર્મ મદિરા સમાન છે. એટલે કે મદિરા માણસને મુંઝવે તેમ તે જીવને મુંઝાવે છે.

---

* અગર સમજે તો કરી શકતો નથી.

## મોહનીય કર્મના ભેદ

મોહનીય કર્મ બે પ્રકારે છે, એક દર્શન મોહનીય અને બીજું ચારિત્ર મોહનીય; જેમ તાવના જોરથી પથ્ય રૂચે નહિ તેમ જેના ઉદયથી શુદ્ધ દેવ, શુદ્ધગુરૂ અને શુદ્ધ ધર્મ જે આત્માના હિતકારી છે તે રૂચે નહિ, અને કુદેવ, કુગુરૂ અને કુધર્મ રૂચે, એમ શ્રદ્ધાના સંબંધે જ્યાં વિપર્યાસ [1]( ગડબડ ) થાય તે દર્શન મોહનીય જાણવું. દર્શન એટલે સમ્યક્ત્વ સમજવું, તેને મુંઝાવે એટલે બગાડે તે દર્શન મોહનીય. એ એનો શબ્દાર્થ છે.

તેમજ જેમ પરવશે પડેલો મનુષ્ય પોતાનું હિત કરી ન શકે, તેમ જેના ઉદયથી જીવ પોતાના હિતકારી ધર્મધ્યાનાદિકને આચરી ન શકે, તે ચારિત્ર મોહનીય જાણવું. ચારિત્ર એટલે પવિત્ર ક્રિયાચાર તેમાં મુંઝાવે એટલે અટકાવે તે ચારિત્ર મોહનીય એવો તેનો શબ્દાર્થ છે.

---

# ભાગ ૨ જો.

## દર્શન મોહનીય કર્મ.

દર્શન મોહનીય એ એક જાતની મદિરા માફક વિ-

---

૧ વિપરીતપણું.

ત્તને વિભ્રાંત પરવશ કરનાર સૂક્ષ્મ મલિન પરમાણુઓનું દળ છે. તે પરમાણુઓ જ્યાં સુધી શોધાયા નહિ હોય, ત્યાં સુધી અતિ મલિન હોઇ, અપારદર્શક વસ્તુ જેવા રહે છે. જરાક શોધાતાં કંઇક પારદર્શક થાય છે. અને પૂરતી રીતે શોધાતાં નિર્મળ સ્ફટિકવત્ થઇ તદ્દન પારદર્શક થઇ રહે છે. આમ હોવાથી દર્શન મોહનીયના ત્રણ પ્રકાર પડે છે, તે આ રીતે છે.

સમ્યક્ત્વ મોહનીય, મિશ્ર મોહનીય અને મિથ્યાત-ત્વ મોહનીય એમ ત્રણ પ્રકારે દર્શન મોહનીય કર્મ છે.

જેમ મદન કોદ્રવા ( મીણા કોદરા ) નામે કેફ પેદા કરનાર ધાન છડીને તેની છાલ ઉતારી, ચોખ્ખું કરી ખાવામાં આવે તો કેફ નથી કરતા, અર્ધું ચડેલ ખાવામાં આવે તો સેજ ઉદાસ કરે છે, અને તદ્દન અણખાંડયા ખવાય તો કેફ કરે છે; તેમ મિથ્યાત્વના પરમાણુ પણ તેવીજ ગતિ કરે છે. તેમને ઉજ્વળ મનના પરિણામથી સાફ કર્યા હોય, તો તેઓ જીવને તત્ત્વની પરીક્ષા કરવામાં મુંઝાવી શકતા નથી, તેથી તે સમ્યકત્વ મોહનીયરૂપે ગણાય છે. તે ચશમાના કાચ માફક નિર્મળ અને પારદર્શક હોવાથી સૂક્ષ્મ અર્થ જોવામાં હરકત નથી કરતા, છતાં પણ જાતે મિથ્યાત્વના દળ હોવાથી શંકા કંખાના કારણ રૂપે રહી સમ્યક્ત્વને અતિચાર લગાડતા રહે છે, એટલુંજ

નહિ પણ ક્ષાયિક સમ્યક્ત્વનામે પરમપવિત્ર સમ્યક્ત્વને અટકાવી રાખે છે.

એવા મિથ્યાત્વના નિર્મળ થએલા પુદ્ગલ–તે શુદ્ધપુંજ એટલે શુદ્ધ થએલો પરમાણુસમુહ કહેવાય છે. તેના ઉદયથી જીવને ક્ષયોપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે; ક્ષયોપશમ એટલે શું તે આગળ બતાવીશું. એ શુદ્ધપુંજ તે સમ્યક્ત્વ મોહનીય કર્મ છે. તેજ મિથ્યાત્વનાં અર્ધા શુદ્ધ થએલાં પુદ્ગલો તે અર્દ્ધ શુદ્ધપુંજ છે, તેજ મિશ્ર મોહનીય કર્મ કહેવાય છે. તેના ઉદયથી જીવ મિશ્ર ભાવમાં આવે છે. મિશ્ર ભાવ એટલે મધ્યમ સ્થિતિ અર્થાત્ મિથ્યાત્વ અને સમ્યક્ત્વ વચ્ચેની અવસ્થા. તે અવસ્થામાં તે જીવને જૈન ધર્મ ઉપર રાગ કે દ્વેષ બંને નથી હોતાં. જેમ નાળિયેરના ટાપુમાં રહેનાર માણસોને અન્ન આંખે દીઠેલું ન હોવાથી તેના ઉપર રૂચિ કે અરૂચિ કંઇ પણ નથી હોતી, તેમ મિશ્રભાવમાં જીવની મધ્યમ સ્થિતિ હોય છે.

તદન અશુદ્ધ મલિન મિથ્યાત્વનાં પુદ્ગળો તે અશુદ્ધ પુંજ કહેવાય છે. તે મિથ્યાત્વ મોહનીય છે. જેમ ધતુરો ખાધાથી ધોળાને પીળું દેખે છે, તેમ મિથ્યાત્વ મોહનીયના ઉદયથી જીવને ઉંધું દેખાય છે.

તાવના જોરથી જેમ અન્ન નથી ભાવતું અને કુપથ્ય[1]

---

૧ નહિ ખાવા યોગ્ય.

ભાવે છે. તેમ અહિં આ મિથ્યાત્વી જીવને ખરા દેવગુરૂ ધર્મ નથી ગમતા, અને ખોટા ગમે છે. આ રીતે વિપરીત શ્રધાન થવું તે મિથ્યાત્વ મોહનીય કર્મને લીધે થાય છે.

આ રીતે દર્શન મોહનીયનાં ત્રણ ભેદ થાય છે.

---

# ભાગ ૩ જો.

## ચારિત્રમોહનીય કર્મ.

ચારિત્ર મોહનીય કર્મના બે પ્રકાર છે. ૧ કષાય મોહનીય અને નોકષાય મોહનીય.

## કષાયનું સ્વરૂપ.

કષ એટલે સંસાર તેનો આય એટલે લાભ જેનાથી થાય તે. કષાય એટલે સંસારને વધારનાર મલિન વિચારના પરમાણુઓ. તે કષાય ચાર જાતના છે, ક્રોધ, માન, માયા, અને લોભ. એ દરેકના પાછા ચાર પ્રકાર છે, અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાનાવરણ, પ્રત્યાખ્યાનાવરણ, અને સંજવલન.

અનંત સંસાર બાંધનારનાં આકરાં ક્રોધ, માન, માયા, લોભ, તે અનંતાનુબંધી કહેવાય; આ કષાયમાં અતિ

આકરા રાગદ્વેષની ગાંઠ કાયમ હોય છે. તેથી તે સમ્યકત્વ એટલે શુદ્ધ શ્રદ્ધાને અટકાવે છે. જે પુરૂષ કદાગ્રહી હોઇને યુક્તિ તથા બુદ્ધિથી શુન્ય વાતને સ્થાપ્યા કરે અને યુક્તિ યુક્ત વાત ઉપર દ્વેષ રાખે તેવા સ્વમત પક્ષપાતીને નિશ્ચે અનંતાનુબંધી પ્રકૃતિનો ઉદય જાણવો. ટુંકામાં કહીએ તો અતિક્રોધ, અતિમાન, અતિમાયા, અને અતિલોભ એ અનંતાનુબંધી કષાય છે. અને તેનાજ કારણે અતિ હઠ થાય છે, માટે અતિ હઠ[1] પણ અનંતાનુબંધી ગણાય.

વૈર, ઇર્ષ્યા અને મત્સર એ અતિક્રોધ છે. મદ કરવો એ અતિમાન છે. છાની રીતે પાપ કરી દેખાવમાં નિષ્પાપીપણું બતાવવું એ અતિમાયા છે. અને અપ્રમાણિક પણે અન્યાયથી પણ ધન મેળવવાની તૃષ્ણા રાખવી તે અતિલોભ છે. માટે વૈર, ઇર્ષ્યા, મત્સર, મદ, શઠતા, અને અન્યાય વૃત્તિ એ બધા અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભનાજ નમુના છે.

જ્યાં સુધી અનંતાનુબંધી કષાયનો ઉદય હોય છે ત્યાં સુધી જીવને સમતા ગુણ અને સમ્યકૂદ્રષ્ટિ પ્રાપ્ત થતાં નથી. માટે આ ચાર પ્રકૃતિને ચારિત્ર મોહનીયમાં ગણવા કરતાં દર્શન મોહનીયમાંજ ગણવી જોઇએ. પણ ગણત્રીની સરળતા ખાતર ઇંહાં ગણી છે.

---

૧ ખોટો–પાયા વગરનો નકામો હઠ–દુરાગ્રહ.

અપ્રત્યાખ્યાન એટલે જેમાં પુરૂં પ્રત્યાખ્યાન ન હોય એવી અવસ્થા. એટલે દેશ વિરતી (શ્રાવક)ના વ્રતને અટકાવે એ અપ્રત્યાખ્યાનરૂપે ગણાય. ક્રોધ, માન, માયા, ને લોભના જુસ્સા ( એટલે નિગ્રહ અને અનુગ્રહ કરવાની લાગણીઓ ) જેનાથી રહે છે તે અપ્રત્યાખ્યાનાવરણ છે.

પ્રત્યાખ્યાન એટલે સર્વ વિરતિ અથવા સાધુનાં મહાવ્રતને અટકાવે તે પ્રત્યાખ્યાનાવરણ ક્રોધ, માન, માયા, લોભ, જાણવા. વ્રતધારી શ્રાવકને જે સહજક્રોધ, સહજ માન, સહજ માયા, કે સહજ લોભ રહે છે તે પ્રત્યાખ્યાનાવરણ છે.

સંજવલન એટલે બાહેરથી શાંત દેખાતા છતાં અંદરથી જરાતરા ભડકી ઉઠતા અતિમંદ ક્રોધ, માન, માયા, લોભ. સરાગી સાધુ મુનિરાજને પરિસહ ઉપસર્ગ થતાં જે કાંઇ માનસિક સહજ મંદવિકાર થાય તે સંજવલન કષાય જાણવા. સંજવલન કષાય યથાખ્યાત ( અતિ પરિશુદ્ધ ) ચારિત્ર અટકાવે છે. અને તે તૂટતાં યથાખ્યાત ચારિત્ર અને વીતરાગપણું પ્રાપ્ત થાય છે. આ રીતે સોળ પ્રકારના કષાય ગણાય છે.

**આ સ્થળે આ ગાથાઓ ઉપયોગી ગણાશે.**

**जाजीव वरिसचउमास पक्खगा निरय तिरिय नर अमरा**

सम्माणु सव्वविरई अहखायचरित्तघायकरा १
जलरेणु पुढवि पव्वय राईसरिसो चउव्विहो कोहो
तिणसलया कट्ठठिअसेलत्थंभोवमोमाणो २

माया वलेहि, गोमुत्ति मिंढसिंग घणवंसमूलसमा
लोहोहलिद्द खंजण कद्दमकिमिरागसारिच्छो ३

અર્થ—અનંતાનુબંધિ કષાય જાવજીવ પર્યત રહે છે. [1]અને સમ્યકવત્ને અટકાવે છે. તથા નરક ગતિનો હેતુ છે. અપ્રત્યાખ્યાની એક વર્ષથી વધુ રહે નહિ, અને દેશ વિરતિને અટકાવે છે, તથા તિર્યંચગતિનો હેતુ છે. અપ્રત્યાખ્યાની એક વર્ષથી વધુ રહે નહિ, અને દેશ વિરતિને અટકાવે છે, તથા તિર્યંચગતિનો હેતુ છે. પ્રત્યાખ્યાની કષાય ચાર માસથી વધુ રહે નહિ અને સર્વ વિરતિને અટકાવે છે, તથા મનુષ્ય ગતિનો હેતુ છે, સંજવલની કષાય પક્ષથી વધુ રહે નહિ, અને યથાખ્યાત ચારિત્રને અટકાવે છે, તથા દેવ ગતિનો હેતુ છે. પાણીમાં કરેલી રેખા, ધુળમાં કરેલી રેખા, ચીકણી માટીમાં કરેલી રેખા, તથા પર્વતમાં પડેલી ફાટ રૂપ રેખાના માફક ટકતો ચાર પ્રકારનો ક્રોધ છે નેતરની છડી, કાષ્ટ, હાડકું

---

૧ કાળનો નિયમ પ્રાયિક અને સ્થૂળ છે.

અને શૈલસ્તંભ[1] માફક ચાર પ્રકારનાં માન છે. વાંસની બારીક છાલ, ગોમૂત્રિકા, મેંઢાનાં શીંગડાં અને વાંસનાં મૂળિયાં સમાન વાંકી ચાર પ્રકારની માયા છે. હળદર, ખંજન,[2] કર્દમ[3] અને કરમજની માફક ટકતો ચાર પ્રકારનો લોભ છે.

## નોકષાય.

કષાય નહિ, પણ કસાયના સંઘાતી મલિન વિકાર તે નોકષાય ગણેલા છે. તેઓ હાસ્યાદિ છવિકાર અને ત્રણ વેદ વિકાર મલીને નવ છે.

હાસ્યાદિ છ તે હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક અને જુગુપ્સા છે. હાસ્ય એટલે હસવું તે, રતિ એટલે રાજી થવું, અરતિ એટલે નારાજ થવું, ભય એટલે બીવું, શોક એટલે દીલગીરી કરવી, અને જુગુપ્સા એટલે સૂગ લાગવી.

સ્રી–પુરૂષ–અને નપુંસક રૂપે ત્રણ પ્રકારની વિષયાભિલાષરૂપ લાગણી તે ત્રણ વેદ* ગણાય છે. વેદ એટલે લાગણી. સ્રીપણાની લાગણી તે સ્રીવેદ, પુરૂષપણાની લાગણી તે પુરૂષ વેદ અને નપુંસકપણાની લાગણી, તે નપુંસક વેદ. સ્રી વેદના ઉદયથી પુરૂષ તરફ અભિલાષ થાય છે.

---

૧ પથ્થરના થાંભલો ૨ કોડીયાનો મેલ. ૦ ગાડાની મળી. * વેદ એ પ્રકૃતિ સ્વરૂપ થાય છે.

અને તે અભિલાષ કોલસાની અગ્નિ સમાન છે એટલે કે તેની માફક છંછેડવાથી વધતો રહેછે. પુરૂષ વેદથી સ્ત્રી તરફ અભિલાષ થાય તે તણખલાની અગ્નિ સમાન છે. એટલે કે તેના માફક એકદમ સહજમાં બુઝાય છે. નપુંસક વેદથી સ્ત્રી અને પુરૂષ એ બંને તરફ ઇચ્છા થાયછે. તે નગર દાહ સમાન છે એટલે નગરની આગમાફક ઘણો-વખત ચાલ્યા કરેછે. આ રીતે ચારિત્ર મોહનીયની પચીશ પ્રકૃતિઓ છે. પણ અનંતાનુંબંધી કષાયની ચાર પ્રકૃતિ-ઓને દર્શન મોહનીયમાં ગણીએ તો સાત પ્રકૃતિ દર્શન મોહનીયની અને એકવીશ પ્રકૃતિ ચારિત્ર મોહનીયની એમ કુલે મોહની કર્મની અઠાવીશ પ્રકૃતિઓ છે. ચારિત્ર મોહ-નીયથી અહિત આચરાય છે, અને હિતાચરણમાં અટકાવ થાય છે, માટે તે ક્રિયા વિપર્યાસનો હેતુ ગણાય છે.

નવ નોકષાયમાં હાસ્યાદિ છ પ્રકૃતિઓ ચારિત્રને અતિચાર લગાડનારી છે અને વેદના ઉદયમાં તરતમ છે; એટલે કે જો તીવ્ર વેદોદય હોય તો ચારિત્રને સમૂળું અટ-કાવે છે, અને મંદ વેદોદય હોય તો ચરિત્રમાં અતિ-ચાર લગાડે છે.

---

# ભાગ ૫ મો.

## પ્રાસંગિક જિજ્ઞાસા પૂર્તિ.

સમ્યકત્વ મોહનીયના પ્રસંગે સમ્યકત્વ કેટલા પ્રકારનું હશે એ જિજ્ઞાસા પુરીએ છીએ. સમ્યકત્વ ત્રણ પ્રકારે છે. ક્ષાયિક સમ્યક્ત્વ, ઉપશમ સમ્યક્ત્વ અને ક્ષયોપશમ સમ્યક્ત્વ. દર્શન મોહનીયની ત્રણ પ્રકૃતિનો તદન ક્ષય થતાં જે પ્રગટે તે ક્ષાયિક સમ્યક્ત્વ જાણવું. તે ઉત્તમ સમ્યક્ત્વ છે. જ્યાં સાતે પ્રકૃતિને દબાવવામાં આવે તે ઉપશમ સમ્યક્ત્વ છે. એ થોડાજ વખત ટકે છે. સાતે પ્રકૃતિઓનો જે રસ ઉદયમાં આવે તેનો જ્યાં જ્યાં ક્ષય કરવામાં આવે, અને ઉદયમાં નહિ આવે તેને દબાવવામાં આવે તે ક્ષયોપશમ સમ્યક્ત્વ છે. ક્ષાયિકમાં મિથ્યાત્વના દળનો તદન નાશ થાય છે, પણ ક્ષયોપશમમાં તેના શુદ્ધ-પુંજનો ઉદય રહેલો હોયછે, ક્ષયોપશમ સમ્યક્ત્વમાં શંકા—કંખા વગેરે ઉપજે છે. મિથ્યાત્વ મોહનીયમાં મિથ્યાત્વ કેટલા પ્રકારનું હશે એ જિજ્ઞાસા પૂર્ણ કરીએ છીએ. મિથ્યાત્વ દશ પ્રકારનું છે. સાધુને અસાધુ માનવો, અસાધુને સાધુ માનવો, ધર્મને અધર્મ માનવો, અધર્મને ધર્મ માનવો, અજીવને જીવ માનવો, જીવને અજીવ માનવો, માર્ગને ઉન્માર્ગ માનવો, ઉન્માર્ગને માર્ગ માનવો, અકર્મને સકર્મ

માનવું, સકર્મને અકર્મ માનવું. આ રીતે સાધુ, ધર્મ, જીવ, માર્ગ અને કર્મ એ પાંચ બાબતનો ઉલટ સુલટ ભ્રમ તે દશ પ્રકારનું મિથ્યાત્વ છે. ભય મોહનીયમાં ભય કેટલા પ્રકારના છે તે કહીએ છીએ, ભય સાત પ્રકારના છે ઈહ-લોક ભય (સ્વજાતિથી) બીજો પરલોક ભય ( પરજાતિથી બીવું ) આદાન ભય ( લુટવાનો ભય ) અકસ્માત ભય, આજીવિકા ભય, મરણભય અને અપયશ ભય.

---

## પાઠ ૧૯ મો.

### આયુષ્કર્મ.

જેના યોગે જીવ શરીરમાં ટકી રહેછે, તે આયુષ કર્મ છે. અથવા જેનાથી ગત્યંતરમાં જવાય છે તે આયુષ કર્મ છે. આયુષ એ આપણી જીવનદોરી છે. આ કર્મ અવશ્યે કરીને ભવાન્તરમાંજ ઉદય આવે છે. આયુષકર્મ હેડ સમાન છે, એટલે કે લાકડાના ચોકઠાં સમાન છે, અર્થાત્ ચોકઠામાં જેમ કોઈ જાનવરને પુરવામાં આવે અને તે અટકી રહેછે, તેમ આયુષ કર્મના યોગે જીવ દુઃખની ભરેલી નરકગતિ વગેરેથી નીકળવા ચાહે તો પણ નીકળી શકતો નથી.

## આયુષ્કર્મની વિલક્ષણતા.

બીજાં બાંધેલાં સર્વ કર્મ કોઈ તેજ ભવમાં ઉદય આવેછે; કોઇ ભવાન્તરમાં ઉદય આવે છે પણ આયુ કર્મ તો નિયમે ભવાન્તરમાંજ ઉદય આવેછે.

બીજાં કર્મ અહિયાં પ્રદેશોદયથી એટલે પ્રદેશે કરીને ભોગવી લેતાં જન્માંતરમાં વિપાકોદયે કરી ઉદય નથી આવતાં, પણ આયુ કર્મમાં એમ નથી. કારણકે તે અહિંયા પ્રદેશે કરી પણ નહિ ભોગવાય. એતો જે ભવનું આયુષ્ય બાંધ્યું હોય, ત્યાંજ ભોગવાય છે.

## આયુઃકર્મના પ્રકાર અથવા પ્રકૃતિઓ.

આયુ કર્મ ચાર પ્રકારનું છે, દેવાયુ, મનુષ્યાયુ, તિર્યંચાયુ, અને નરકાયુ, તેથી તેની એ ચાર પ્રકૃતિ ગણાય છે. એમાં દેવાયુ અને મનુષ્યાયુ એ શુભ કર્મ અથવા પુણ્ય પ્રકૃતિ છે અને તિર્યંચાયુ અને નરકાયુ, એ અશુભ કર્મ અથવા પાપ પ્રકૃતિ ગણાયછે.

## વિશેષ ખુલાસો.

આયુષ્ય કર્મ બે પ્રકારનું છે. સોપક્રમ અને નિરૂપક્રમ. ઉપક્રમ એટલે જેમાં ફેરફાર થાય તે સોપક્રમ, અને જેમાં કાંઇ ફેરફાર નહિ થાય તે નિરૂપક્રમ. દેવાયુ તથા નરકાયુ એ નિરૂપક્રમ છે. મનુષ્યોમાં પણ યુગલ મનુષ્યોનું

તથા તિર્થંકર ચક્રવર્ત્તિ, બળદેવજી, વાસુદેવ અને પ્રતિવાસુદેવનું, [1]આયુષ્ય નિરૂપક્રમીજ હોય; શેષ મનુષ્યો તથા તિર્યંચોનું આયુષ્ય સોપક્રમી તેમજ નિરૂપક્રમી પણ હોય છે. આ પાંચમા આરામાં સઘળા મનુષ્યોનું પ્રાયે સોપક્રમી આયુ હોયછે.

સોપક્રમ આયુમાં સાત પ્રકારે ઉપક્રમ[1] લાગેછે.

---

# પાઠ ૧૭ મો.

## નામ કર્મ ભાગ ૧ લો.

ગતિ, જાતિ, શરીર વિગેરે પરિણામોના સૂક્ષ્મ બીજ તે નામ કર્મ છે. નામ એટલે તે તે પરિણામ, નામ શબ્દની આગળ પરિ ઉપસર્ગ મૂકતાં પરિણામ શબ્દ થયો છે, માટે પરિણામને ટુંકામાં નામ કહીએ તો ચાલે–માટે નામ એટલે વિવિધ પરિણામ,

નામ કર્મ ચિત્રકાર સમાન છે. જેમ ચીતારો અનેકરૂપ ચીત્રે છે, તેમ નામકર્મ અનેક રીતે શરીરનાં ખોખાં તૈયાર કરી અનેક રીતે જીવને નચાવે છે, માટે નામ કર્મ

---

૧ + ચરમ શરીરીનું આયુષ્ય તથા વજ્ર રિષભ સંઘયણવાળું કેવું હોયછે તે વિચારી સુધારવું.

સૂત્રધાર પણ છે, જ્યાંસૂધી નામકર્મ છે ત્યાં સુધી રૂપ છે, નામકર્મ ગયું કે રૂપનો પણ સાથેજ લય થાય છે,

ટુંકમાં કહીએ તો નામ એટલે નમાવનાર-નચાવનાર અથવા નચાવનાર કર્મ તે નામ કર્મ છે.

## નામ કર્મના પ્રકાર.

નામ કર્મની બેતાલીશ પ્રકૃતિ છે, તેમાં નીચેની ચાૈદ પિંડપ્રકૃતિ કહેવાય છે,

૧ ગતિનામ કર્મ ૨ જાતિનામ કર્મ ૩ શરીર નામ-કર્મ ૪ અંગોપાંગ નામકર્મ, ૫ બંધન નામકર્મ ૬ સં-ઘાત નામ કર્મ. ૭ સંહનન નામકર્મ, ૮ સંસ્થાન નામકર્મ ૯ વર્ણનામકર્મ ૧૦ ગંધનામ કર્મ ૧૧ રસનામ કર્મ ૧૨ સ્પર્શનામકર્મ આનુપૂર્વી નામ કર્મ, ૧૪ વિહાયોગતિ નામ કર્મ.

એ ચાૈદ પ્રકૃતિઓની પેટા પ્રકૃતિઓ પડતી હોવાથી, તેઓ પિંડ પ્રકૃતિ કહેવાય છે. તેમાં ગતિજાતિ નામની બે પ્રકૃતિ વર્ગભેદક છે. શરીર, ઉપાંગ. બંધન, સંઘાતન, સંહનન, સંસ્થાન નામકર્મની પ્રકૃતિ હાડપિંજર નિષ્પાદક છે. વર્ણ, ગંધરસ, સ્પર્શ, નામકર્મની ચાર પ્રકૃતિને માંસ-રૂધિર પૂર્વક છે. અને આનુપૂર્વિ અને વિહાયોગતિ આક-ર્ષક શક્તિરૂપ સંસ્કારસૂચક છે.

આઠ પ્રત્યેક પ્રકૃતિ છે એટલે કે તેમના પેટા ભેદ નથી પડતા તે આ પ્રમાણે છે.

૧ પરાઘાત નામ કર્મ ૨ ઉચ્છ્વાસ નામ કર્મ ૩ આતપ નામ કર્મ ૪ ઉદ્યોત નામકર્મ ૫ અગુરૂલઘુ નામ કર્મ ૬ તિર્થંકર નામ કર્મ ૭ નિર્માણ નામ કર્મ ૮ ઉપઘાત નામ કર્મ.

આમાં પરાઘાત અને ઉચ્છ્વાસ બળદર્શક છે. આતપ, ઉદ્યોત કાંતિદર્શક છે. અગુરૂલઘુ તથા તિર્થંકર પ્રભાવદર્શક છે. અને નિર્માણ, ઉપઘાત એ સુંદરતા સંબંધે છે. છેલ્લી ઉપઘાત નામે પ્રકૃતિ અશુભ છે બાકીની સાત, શુભ પ્રકૃતિ છે.

નીચેની દશ પ્રકૃતિઓ ત્રસ દશક ગણાય છે ૧ ત્રસ નામ કર્મ ૨ બાદર નામકર્મ ૩ પર્યાપ્ત નામ કર્મ ૪ પ્રત્યેક નામકર્મ ૫ સ્થિર નામ કર્મ ૬ શુભનામ કર્મ ૭ સુભગ નામ કર્મ ૮ સુસ્વર નામ કર્મ ૯ આદેય નામ કર્મ ૧૦ યશ નામ કર્મ.

નીચેની દશ પ્રકૃતિ સ્થાવર દશક કહેવાય છે. ૧ સ્થાવર નામ કર્મ ૨ સૂક્ષ્મ નામ કર્મ ૩ અપર્યાપ્ત નામ કર્મ ૪ સાધારણ નામ કર્મ ૫ અસ્થિર નામ કર્મ ૬ અશુભ નામ કર્મ ૭ દુર્ભગ નામ કર્મ ૮ દુઃસ્વર નામ કર્મ ૯ અનાદેય નામ કર્મ ૧૦ અપયશનામ કર્મ. ત્રસ દશક અને સ્થાવર દશક પ્રતિપક્ષી રૂપે છે તેથી ત્રસદશક યાદ રાખતાં

સ્થાવરદશક પોતાની મેળે યાદ આવે તેમ છે. ત્રસ દશકમાં ત્રસ બાદર તથા પર્યાપ્ત, પ્રત્યેક એ ચોક સાહજિક છે. અને સ્થિર, શુભ, સુભગ સુસ્વર આદેય યશ એ છ પ્રકૃતિ એ દશારૂપે બદલાતી રહેલી છે.

---

# ભાગ ૨ જો.

## પિંડ પ્રકૃતિઓની પટાભેદ પૂર્વક સમજ.

ગતિનામ કર્મ ચાર પ્રકારે છે; નરકગતિ તિર્યંચગતિ મનુષ્યગતિ અને દેવગતિ.

જાતિનામ કર્મ પાંચ પ્રકારે છે એકેંદ્રિય, દ્વીદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિંદ્રિય અને પંચેંદ્રિય.

શરીર નામ કર્મ પાંચ પ્રકારે છે. ઔદારિક શરીર, વૈક્રિય શરીર આહારક શરીર, તેજસ શરીર અને કાર્મણ શરીર.

ઉદાર એટલે બધા શરીરમાં મુખ્ય તે ઔદારિક, અથવા ઉદાર એટલે સ્થૂલ શરીર, મનુષ્ય તથા તિર્યંચને હોય છે, આપણું શરીર આદારિક છે. આ શરીરથીજ મોક્ષ સાધી શકાય છે. જેમાં વિક્રિયા વિકાર ફેરફાર થયા કરે તે વૈક્રિય શરીર અર્થાત્ જે નાનું મટી મોટું થાય, મોટું મટી નાનું થાય. સુરૂપ મટી કુરૂપ થાય, કુરૂપ મટી સુરૂપ થાય, એમ વિવિધરૂપમાં ફેરવી શકાય તે વૈક્રિય શરીર.

આ શરીરમાં હાડ ચામ કે લોહી હોતાં નથી અને તે સૂક્ષ્મ પુદ્ગળોનું બને છે* વૈક્રિય શરીરના બે પ્રકાર છે, ભવ પ્રત્યયી અને લબ્ધિ પ્રત્યયી. દેવ અને નારકને ભવ પ્રત્યયી વૈક્રિય હોય છે, અને મનુષ્ય તિર્યંચને લબ્ધિ પ્રત્યયી હોય છે. લબ્ધિ એટલે તેવા પ્રકારની સિદ્ધિ કે શક્તિ. અતિ સૂક્ષ્મ અને પવિત્ર પુદ્ગલ પરમાણુઓને અહારણ ( આકર્ષણ ) કરીને બનેલું શરીર તે આહારક શરીર કહેવાય. આહારક એટલે આકર્ષક અથવા આકર્ષણથી થએલ. આ શરીર લબ્ધિવાન્ ચૌદ પૂર્વધારી હોય તે રચી શકે છે. તે ખુલ્લાં સ્ફટિક જેવું સ્વચ્છ, પારદર્શક અતિ સૂક્ષ્મ હોય છે તેમાં ભૂંડી ઇચ્છા મુદ્દલ હોતી નથી કિન્તુ તીર્થંકરની ઋદ્ધિ દેખવાની, અથવા પોતાનો સંશય ભાંજવાની ઇચ્છાથી જ તે રચવામાં આવે છે. તેનું કદ ફક્ત એક મુંઢા હાથ જેટલું હોય છે. આ શરીર ભવ પ્રત્યયી નથી હોતું, માત્ર લબ્ધિ પ્રત્યયીજ હોય છે.

જમેલા આહારને પચાવનાર અર્થાત્ જઠરાગ્નિને જા-

---

* આ શરીરમાં ઇચ્છા પ્રમાણે ફેરફાર થાય છે. તેથી તેને માયાવી શરીર-ઇચ્છા શરીર-કામ શરીર, વાસના શરીર, વિગેરે નામોથી લોકોમાં ઓળખવામાં આવે છે. એના જમાનમાં પગલાં કે નિશાની થતી નથી. છાયા પડતી નથી. અને એ દિવ્યચક્ષુથી દેખાઇ રહે છે.

ળવનાર અને ઉષ્ણતાવાહક તથા તેજોલેસ્યા નિર્ગમહેતુ એટલે તેજના કિરણો નીકળવામાં કારણરૂપ, તેજસરૂપ સૂક્ષ્મ પરમાણુંઓનું બનેલું સૂક્ષ્મ શરીર તે તેજસ શરીર; આ શરીર તે હમેશાં જીવન સાથેનું સાથે રહે છે, તે પરભવે જતાં પણ જીવના સાથેજ નીકળી પડે છે અને સાથેજ જાય છે.

કર્મના બીજનું બનેલું સૂક્ષ્મ શરીર તે કાર્મણ શરીર છે. તે જીવની સાથે ક્ષીરનીરની માફક મળી રહેલું હોય છે. અને હમેશાં તેની સાથેજ રહે છે. આ શરીર બીજા બધા શરીરનું કારણરૂપ છે.

આ પાંચ શરીર તે કર્મની પ્રકૃતિઓથી થાય છે. તે પ્રકૃતિઓને તેજ નામોથી ઓલખવામાં આવે છે, તેથી શરીર નામકર્મ પાંચ પ્રકારે છે.

આહારક અને વૈક્રિય શરીરમાં :તફાવત એ છે કે, વૈક્રિય શરીરમાં ભલીભૂંડી બન્ને ઇચ્છાઓ હોય છે. તેથી તે મલિન અને નિર્મલરૂપે હોય છે. ત્યારે આહારકમાં કેવળ પવિત્ર ઇચ્છા હોવાથી તે તદ્દન નિર્મળ હોય છે. વૈક્રિય શરીર કોઇ વેળા બિહામણું પણ લાગે છે; પણ આહારક શરીર અતિ સુંદર અને સોહામણું હોય છે, તે એક હાથ પ્રમાણ છે.

અંગોપાંગ નામકર્મ ત્રણ પ્રકારે છે. ઔદારિક અં-

ગોપાંગ, વૈક્રિય અંગોપાંગ અને આહારક અંગોપાંગ. તૈજસ અને કાર્મણ શરીરને અંગોપાંગ નથી ગણાતાં, કેમકે તે શરીર જીવ સાથે ક્ષીરનીર માફક મળ્યાં રહે છે. અથવા બીજી રીતે એ ત્રણ પ્રકાર ગણવા, તે એવી રીતે કે અંગનામકર્મ ઉપાંગનામકર્મ અને અંગોપાંગ નામકર્મ. ત્યાં અંગ આઠ ગણાય છે. બે બાહુ, બે ઉરૂ ( જંઘા ) પીઠ, માથું, ઉરસ ( છાતી ) અને ઉદર ( પેટ ) આંગળીઓ વગેરે ઉપાંગ જાણવાં, અને આંગળીઓના પર્વ, રેખાઓ, નખ, કેશ, રોમ, વગેરે અંગોપાંગ જાણવાં.

બંધન એટલે બાંધેલા જુના શરીર સાથે નવા પરમાણુઓ ચોટાડવા, તે જેના વડે કરાય તે બંધન નામકર્મ જાણવું. આ કર્મ લાખ કે રાળ સરખું છે તે પણ પાંચ પ્રકારના શરીરના પ્રમાણે તે તે નામે પાંચ પ્રકારનું ગણાય છે, આ નામકર્મથી પુદ્ગળનો માંહોમાંહે બંધ પડે છે, અને તેથી તે જુદા પડતા નથી કે વિખરાતા નથી. માટે બંધન એ એક જાતનું ગુંદરની માફક ચીકાશ દેનારૂં કર્મ છે.

સંઘાતન એટલે છેટે રહેતાં પુદ્ગળોને તાણીને એક ઠેકાણે તેમનો જથો કરવો, તે જેનાથી થાય તે કર્મ પ્રકૃતિને સંઘાતન કહે છે. આ પ્રકૃતિ દંતાળી સમાન છે એટલે કે જેમ દંતાળીથી ઘાસનો ઢગલો કરી શકાય છે, તેમ આ પ્રકૃતિથી ઔદારિકાદિક પુદ્ગળોને એકત્રિત કરાય છે.

પાંચ શરીરોને અનુસરીને સંઘાતના પણ પાંચ ભેદ ગણાય છે. અહીંયા એ ક્રમ જાણવાનો છે કે પહેલાં પુદ્ગળોનો સંઘાત કરવામાં આવે છે. પછી તેમનું બંધન કરવામાં આવે છે. એટલે કે તેમને અરસપરસ ચોટાડવામાં આવે છે અને પછી તેનાં અંગોપાંગ બનાવવામાં આવે છે. આ રીતે આ ત્રણ નામકર્મથી ત્રણ જાતના કામ થાય છે.

**સંહનન** એટલે હાડનો બાંધો. તે જેનાથી રચાય તે કર્મ પ્રકૃતિને **સંહનન નામ કર્મ** કહેવામાં આવે છે. સંહનનને પાકૃત ભાષામાં સંઘયણ કહે છે. અને ભાષામાં તેને સંઘેણ કહેવામાં આવે છે. તે ફક્ત ઔદારિક શરીરમાંજ હોય છે. તેના છ પ્રકાર છે. વજૂર્ષભનારાચ, ઋષભનારાચ, નારાચ, અર્દ્ધનારાચ, કિલિકા ચને **સેવર્ત્ત** કે છેવટું.

ત્યાં વજ્ર એટલે ખીલી, રૂષભ એટલે બાજુપર પટા જેવાં હાડ અને નારાચ એટલે બે પડખે મર્કટ બંધ એટલે આંકડા ભેરવેલા હોય તે. એ રીતે જ્યાં હાડની સંધિમાં ત્રણેવાનાં હોય તે વજ્રરૂષભનારાચ નામે સૌથી મજબુત સંઘેણ કે હાડબંધ જાણવું.

બે વાનાવાળું ( પટા જેવાં હાડ અને મર્કટ બંધ વાળું ) તે રૂષભનારાચ, ફક્ત આંકડા ભેરવેલું તે નારાચ. જ્યાં એક પડખે મર્કટ બંધ અને બીજે પડખે ખીલી

હોય તે, અર્ધ નારાચ જાણવું. જ્યાં ફક્ત એકલી ખીલી હોય, તે કિલિકા જાણવું અને જ્યાં એમાંનું કશુંએ નહોતાં ફક્ત હાડ સાથે હાડ મળ્યાં રહે. એવું હોય તે સૌથી ઉતરતું સેવર્ત અથવા છેવઠું નામે સંઘેણુ જાણવું.

સંસ્થાન એટલે આકાર તે જે કર્મ પ્રકૃતિથી થાય, તે **સંસ્થાનનામકર્મ** છે. સંસ્થાન ૭ પ્રકારે છે. સમચતુરસ્ત્ર, ન્યગ્રોધ, સાદિ, કુબ્જ, વામન અને હુંડ. સરખું સુંદરાકાર તે સમચતુરસ્ત્રી કે સમ ચોરસ સંસ્થાન જાણવું. ન્યગ્રોધ એટલે વડની માફક ઉપર સારૂં અને નીચે અળખામણું સંસ્થાન. કુબ્જ એટલે કુબડું સંસ્થાન, વામન એટલે ટુંકા હાથ પગવાળું સંસ્થાન. હુંડ એટલે અતિ અળખામણું ખરાબ સંસ્થાન. દેવતાઓને સમચતુરસ્ર સંસ્થાન હોય છે. નારકને હુંડ સંસ્થાન હોય છે. મનુષ્ય તિર્યંચને છએ સંસ્થાન હોય છે.

કાળું, લીલું, પીળું, રાતું અને ધોળું. એ પાંચવર્ણ હોવાથી **વર્ણ નામકર્મ પાંચ** પ્રકારે છે. સુરભિગંધ અને દુરભિગંધ ઉપરથી **ગંધ નામકર્મ** બે પ્રકારે છે. તીખું, કડવું, કસાયલું, ખાટું, અને મીઠું એ પાંચ રસપરથી **રસનામ કર્મના** પાંચ પ્રકાર છે. અને ગુરૂ, લઘુ; મૃદુ, ખર; શીત, ઉષ્ણ; અને સ્નિગ્ધ, રૂક્ષ, એમ આઠ જાતના સ્પર્શ હોવાથી **સ્પર્શ નામકર્મના** આઠ પ્રકાર છે.

આનુપૂર્વી એટલે અનુકુળ વખતે અર્થાત્ વિગ્રહગતિ થતાં ઉદય આવનારી કર્મપ્રકૃતિ. જ્યારે જીવ વિગ્રહ ગતિ કરે ત્યારે પહેલાં સમયે સીધો જાય પણ બીજે સમયે આનુપૂર્વી તેને જ્યાં ઉપજવું હોય તેને અનુકુળ લીટીમાં આડું ખેંચી જાય છે. આનુપૂર્વીનો ઉદય વિગ્રહ ગતિમાંજ થાય છે. ગતિના ઉદય પછી આનુપૂર્વીનો ઉદય થાય છે. અને તેના પછી આયુનો ઉદય થાય છે.

ગતિ પ્રમાણે આનુપૂર્વી, પણ ચાર પ્રકારની છે. નરકાનુપૂર્વી, તિર્યંચાનુપૂર્વી, મનુષ્યાનુપૂર્વી, અને દેવાનુપૂર્વી.

વિહાયોગતિ એટલે આકાશમાં અથવા ખાલી જગામાં ગતિ એટલે ચાલવું, તે વિહાયોગતિ અર્થાત્ ચાલ કે ગતિ. તે બે જાતની થાય છે. શુભ અને અશુભ. બળદ હાથી કે હંસ વગેરેની માફક રૂડી ચાલ તે શુભ વિહાયોગતિ છે; અને ઊંટ ગધેડાં તથા તીડની માફક પગ ઘસાય એવી ખરાબ રીતે ચાલવું તે અશુભ વિહાયોગતિ છે, તે જે કર્મ પ્રકૃતિથી પ્રાપ્ત થાય તેનું નામપણ તેજ છે.

આ વિહાયોગતિ ત્રસ જીવોને હોય, સ્થાવરને નહિ હોય. આ રીતે ચૌદ પિંડ પ્રકૃતિની પાંસેઠ ઉત્તર પ્રકૃતિ એટલે પેટા પ્રકૃતિ થાય છે. તેમાં મનુષ્ય, દેવગતિ પંચેદ્રિય જાતિ, પાંચ શરીર, ત્રણ અંગોપાંગ, પાંચ બંધન, પાંચ સંઘાતન, વજ્રર્ષભનારાચ નામે પ્રથમ સંહનન, સમ-

ચતુરસ્ર નામે પહેલું સંસ્થાન, પીળો, રાતો, ધોળો વર્ણ, સુરભિગંધ, કસાયલું, ખાટો, મીઠો, રસ; લઘુ, મૃદુ, ઉષ્ણ સ્નિગ્ધ એ સ્પર્શ, મનુષ્ય, દેવાનુપૂર્વી તથા શુભ વિહાયોગતિ એ રીતે ૩૪ શુભ પ્રકૃતિ છે. અને બાકીની ૩૧ અશુભ પ્રકૃતિ છે.

---

# ભાગ ૩ જો.

## આઠ પ્રત્યેક પ્રકૃતિઓની સમજ

પરાઘાત નામકર્મથી જીવને એવું પ્રતાપવાન શરીર મળે છે કે જેને જોઈ બળવાન વૈરી, પણ ડર ખાઈ જાય છે. ઉચ્છ્વાસનામકર્મથી, શ્વાસોશ્વાસ સુખે લેવાની શક્તિ પ્રાપ્ત થાય છે.

આતપનામકર્મથી, સામે રહેલી ચીજોને તપાવી શકાય છે. એ કર્મનો ઉદય ફક્ત સૂર્યના વિમાને જે રત્નના બાદર એકેંદ્રિય પૃથ્વીકાયના જીવ છે તેમનેજ હોય. કેમકે તેમનાં શરીર શીતસ્પર્શવંત છે, છતાં મહા ઉષ્ણ પ્રકાશ કરે છે. બાકી અગ્નિના જીવોને આતપ કર્મનો ઉદય નથી, કેમકે તેમને તો ઉષ્ણ સ્પર્શનો ઉદય છે, તેથી અગ્નિ જેમ જેમ ઢુકડો હોય તેમ તેમ તે અગ્નિમાંથી છુટા ઉડેલા કેટલાક અગ્નિ જીવોના શરીરોનો ઉષ્ણ સ્પર્શ

આપણાં શરીરે લાગે છે. પરંતુ અગ્નિનો જે પ્રકાશ છે તે કંઇ ઉષ્ણ હોતો નથી. આમ હોવાથી અગ્નિથી દૂર રહેતાં તેનો તાપ લાગતો નથી. પણ સૂર્ય તો દૂર રહી તપાવે છે. માટે સૂર્ય વિમાનમાં જે રત્નરૂપ પૃથ્વીકાયના જીવ છે, તેમને એ પ્રકૃતિનો ઉદય છે.

**ઉદ્યોત** એટલે અનુષ્ણ પ્રકાશ. તે જેમના અંગમાંથી નીકળે તેમને **ઉદ્યોત નામકર્મનો** ઉદય જાણવો. તે ઉદ્યોત–યતિ અથવા દેવતા જે ઉત્તર વૈક્રિય શરીર બનાવે તેમાંથી નીકળે છે, તથા સૂર્ય સિવાય બાકીના જ્યોતિમંડળના વિમાને જે રત્નના જીવો છે તેમના શરીરમાંથી નીકળે છે. તથા ખદ્યોત અને રાતે દીવામાફક ઝલકતી કેટલીક ઔષધીઓમાંથી પણ નીકળે છે.

**અગુરૂલઘુનામકર્મથી,** નહિ ગુરૂ (નહિ ભારી)અને નહિ લઘુ ( નહિ હલકું ) એવું સમધારણ શરીર મળે છે.

**તિર્થંકરનામકર્મના** ઉદયથી રોગમળરહિત ઉજળા લોહીવાળું, સુગંધવાન શ્વાસોચ્છવાસવાળું, સુરભિગંધવા- શરીર મળે છે. તથા તિર્થંકરની તમામ રિદ્ધિ સિદ્ધિ થા છે.

**નિર્માણનામકર્મથી** અંગોપાંગનું નિયમિત નિર્માણ એટલે જે જ્યાં જેવી જોઇએ ત્યાં તેવી નિયમિત ગોઠવણી થાય છે.

માટે આ નિર્માણનામકર્મ સૂત્રધાર (સૂતારના)સમાન છે.

ઉપઘાત નામકર્મથી ઉપઘાત કરનાર એટલે પીડા કરનાર તે પોતાના શરીરના અવયવોમાં આંગળી, જીભ વગેરે વધારે હોય તે.

આ રીતે આઠ પ્રત્યેક પ્રકૃતિની તેમના ઉદયથી થતા ફલદ્વારાએ સમજ આપી છે. એમાં સાત શુભ પ્રકૃતિ છે. અને છેલ્લી ઉપઘાત નામની અશુભ પ્રકૃતિ છે.

---

# ભાગ ૪ થો.

## ત્રસ દશક તથા સ્થાવર દશકની પ્રકૃતિઓની સમજ

જેઓ તાપથી બીને છાયામાં આવે તથા આહાર વગેરે શોધવા સ્થાનાંતરે જાય આવે તે ત્રસ; અને સ્થિર રહે તે સ્થાવર, ને જે કર્મના ઉદયથી સ્થાવર ટળીને ત્રસ થાય તે **ત્રસ નામકર્મ** અને જેના ઉદયથી ત્રસ ટળીને સ્થાવર થાય તે **સ્થાવર નામકર્મ** જાણવું. બાદર એટલે ઇંદ્રિયગ્રાહ્ય શરીર જે કર્મથી, મળે તે બાદર નામકર્મ જાણવું. પૃથ્વી વગેરેના જીવોનું છુટું શરીર ઇંદ્રિયથી ગ્રહણ થઇ શકતું નથી, તોપણ તેવા અસંખ્યાત શરીર એકઠાં મળતાં તે ગ્રહણ કરી શકાય છે. માટે તે બાદરજ ગણાય. અને જે અસંખ્યાત રૂપે ભેગા મળે તો પણ ઇંદ્રિયોથી

નહિ દેખાય તે સૂક્ષ્મશરીર જાણવું. તે જેનાથી પ્રાપ્ત થાય
**તે સુક્ષ્મ નામકર્મ છે.**

પર્યાપ્તિ અને પુદ્ગળોને તે તે રૂપે પરણમાવવાની શક્તિ તે ૭ જાતની છે. લીધેલા પુદ્ગળના ખટરસ જુદા પાડવાની શક્તિ તે **આહાર પર્યાપ્ત**, રસને ધાતુપણે પ-રણમાવવાની શક્તિ તે **શરીર પર્યાપ્તિ** અને ધાતુને ઇં-દ્રિયપણે પરણમાવવાની શક્તિ તે **ઇંદ્રિય પર્યાપ્તિ** છે.

શ્વાસોશ્વાસ યોગ્ય પુદ્ગળો લઇ તેમને શ્વાસોશ્વાસ-રૂપે પરણમાવવાની શક્તિ તે **ઉચ્છ્વાસ પર્યાપ્તિ** કહેવાય છે. ભાષા યોગ્ય પુદ્ગળો ગ્રહણ કરી તેમને ભાષારૂપે પ-રણમાવવાની શક્તિ તે **ભાષા પર્યાપ્તિ** કહેવાય છે. અને મનને યોગ્ય પુદ્ગળો લઈ તેને મનપણે પરણમાવવાની શક્તિ તે **મન: પર્યાપ્તિ** કહેવાય છે.

આ રીતે છ પર્યાપ્તિઓ છે. તેમાં એકેંદ્રિયને ભાષા અને મન સિવાયની ચાર હોય છે. વિકલેંદ્રિય તથા અ-સંજ્ઞિ પંચેંદ્રિયને મન સિવાયની પાંચ હોય છે. અને સંજ્ઞિ પંચેંદ્રિયને છએ હોય છે.

આ પર્યાપ્તિઓને જીવ ભવાંતરમાં ઉપજી સમ કાલે તૈયાર કરવા માંડે છે. તેમાં પહેલે સમયે આહાર પર્યાપ્તિ પૂર્ણ કરે છે. તે પછી અંતર્મુહુર્તે શરીર પર્યાપ્તિ પૂર્ણ કરે છે અને ત્યારબાદ અંતર્મુહુર્તમાં બાકીની પ-ર્યાપ્તિઓ પૂર્ણ કરે છે.

આ રીતે જે પર્યાપ્તિઓ પૂર્ણ કરી લે તે પર્યાપ્તો ગણાય અને પૂર્ણ કરી લીધા અગાઉ મરનાર હોય તે અપર્યાપ્તો ગણાય છે. તેથી જે કર્મના ઉદયે પર્યાપ્તિ થનાર હોય તે **પર્યાપ્ત નામકર્મ** છે. અને જેના ઉદયે અપર્યાપ્તિ થનાર હોય તે **અપર્યાપ્ત કર્મ** છે.

પ્રત્યેક એટલે જીવ જીવનું જુદું જુદું નિરાળું આપ આપણી નિષ્ઠાનું શરીર તે જેના ઉદયે મળે તે **પ્રત્યેક શરીર નામકર્મ** છે. અને સાધારણ એટલે અનંતા જીવોનું એક નિગોદરૂપ શરીર તે **સાધારણ નામકર્મ** છે, સ્થિરનામ કર્મના ઉદયથી દાંત હાડ વગેરે મજબૂત રહે છે અને **અસ્થિર નામકર્મથી** કાન પાંપણ જીભ વગેરે અવયવ ચપળ થાય છે. એ બે પ્રકૃતિ પરસ્પર વિરોધી નથી. તેથી બંનેનો સાથે ઉદય રહે છે. નાભિથી ઉપરના અંગે જે કર્મ પ્રકૃતિથી અંગ શુભ થાય છે અને નીચેનું અંગ અશુભ થાય છે, તે **શુભનામ કર્મ** તથા **અશુભ નામકર્મ** જાણવાં. એ બે પ્રકૃતિ પણ પરસ્પર અવિરોધી છે તેથી બંનેનો સાથે ઉદય રહે છે.

**સુભગ નામ કર્મ**ના ઉદયથી જીવ સર્વ જનને ઇષ્ટ લાગે છે અને **દુભગ નામ કર્મ**ના ઉદયથી જીવ કોઇને ઘણો ઉપકાર કરે તોપણ અનિષ્ટ લાગે છે, સુ-

સ્વર નામકર્મથી કોયલ, શુક, મેના તથા મોર માફક મધુર સ્વર રહે છે. અને દુઃસ્વર નામ કર્મના ઉદયથી ખર, ઉંટ શિયાળ, લોંકડી, બિલાડી, નાગડાં તથા ઘુઅડના માફક અનિષ્ટ સ્વર રહે છે.

આદેય નામ કર્મથી જીવનું વચન સૌ માન્ય રાખે છે અને અનાદેય નામકર્મના ઉદયથી કોઇ જીવ હિતકારી વાકય બોલતો હોય તોપણ તેને કોઈ ગણકારતો નથી. યશસ્ નામકર્મથી જશકીર્તિ મળે છે.

અને અપયશ નામકર્મથી અપયશ–અપકીર્તિ ફેલાય છે. આ રીતે ત્રશદશક શુભ પ્રકૃતિ રૂપે છે. અને સ્થાવર દશક અશુભ પ્રકૃતિ રૂપે છે.

આ રીતે નામ કર્મની ચૌદ પિંડ પ્રકૃતિઓની, ૬૫ પેટા પ્રકૃતિઓ, ૮ પ્રત્યેક પ્રકૃતિઓ વીશ ત્રસાદિ પ્રકૃતિઓ, મળીને ૯૩ પ્રકૃતિ થાય છે. તથા પાંચ શરીરના પાંચ પ્રકારનાં બંધનને બદલે જો તેમને અરસ પરસ જોડીને પંદર પ્રકારનાં બંધન ગણવામાં આવે તો દશ પ્રકૃતિ વધવાથી નામકર્મની ૧૦૩ પ્રકૃતિ થાય. પંદર પ્રકારના બંધન આ રીતે છે.

૧ ઔદારિક ઔદારિક,
૨ ઔદારિક તૈજસ.
૩ ઔદારિક કાર્મણ.
૪ ઔદારિક, તૈજસકાર્મણ;
૫ વૈક્રિય, વૈક્રિય.
૬ વૈક્રિય તૈજસ

७ वैक्रिय कार्मण.
८ वैक्रिय तैजस कार्मण.
९ आहारक, आहारक.
१० आहारक तैजस.
११ आहारक कार्मण.
१२ आहारक तैजस कार्मण.
१३ तैजस, तैजस.
१४ तैजस कार्मण.
१५ कार्मण कार्मण.

---

## પાઠ ૧૮ મો.

### ગોત્ર કર્મ.

જેનાવડે બધા માણુસો લગભગ શરીરે સરખાં છતાં એક ઉંચ જાતિનો ગણાય છે અને બીજો નીચ જાતિના ગણાય છે, તે **ગોત્રકર્મ** જાણવું.

આ કર્મ કુંભાર સમાન છે. જેમ કુંભાર પાણી ભરવાનો ઘડો ઘડે છે તે શ્રેષ્ઠ ગણાય છે અને મદિરા ભરવાનો ઘડો ઘડે તે હીન ગણાય છે. તેમ આ કર્મ પણ ઉચ્ચૈર્ગોત્ર અને નિચૈર્ગોત્ર એવા બે ભાગે વહેંચાયલું હોવાથી ઉંચ્ચ કે નીચ્ચ જાતિમાં જીવને જન્મ અપાવે છે.

ઉચ્ચગોત્રના ઉદયથી ક્ષત્રિય જેવી ઉત્તમ જાત અને ઉત્તમકુળ પ્રાપ્ત થાય છે. અને નીચ ગોત્રના ઉંદયથી બાકીની બ્રાહ્મણ વૈશ્ય કે શુદ્ર જાત પ્રાપ્ત થાય છે.

ક્ષત્રિય જાતિને ઉત્તમ ગણવાનું કારણ તેમાં રહેલ

શૌર્ય અને ઉદારતા છે. બ્રાહ્મણ જાતિને નીચ ગણવાનું કારણ તેમની ભિક્ષાવૃત્તિ છે. વૈશ્યને નીચ જાતિ ગણવાનું કારણ તેમાં રહેલું બીકણપણું અને કૃપણપણું છે. અને શુદ્રની જાતતો ઉતરતી ગણાય છેજ.

આ કારણથી તિર્થંકર ભગવાન્ ક્ષત્રિય પ્રમુખ ઉત્તમ જાતિ સિવાય બીજી હલકી જાતિમાં અવતરતા નથી.

લોકોમાં બ્રાહ્મણો તથા વાણીઆ ઉત્તમ ગણાય છે, પણ ખરી રીતે જોતાં જે ભીખ માગી પેટ ભરે તથા જે અતિ બીકણ હોય તે ઉત્તમ જાત ન ગણાય ખરી ઉત્તમતાતો પરાક્રમ અને ઉદારતામાંજ સમાય છે*

## ગોત્રકર્મનો ગતિપરત્વે ખુલાસો.

દેવતાઓમાં ઘણે ભાગે ઉંચ ગોત્રનો ઉદય છે. માત્ર કિલ્વષક વગેરે હીન જાતના કેટલાક દેવોને નીચ ગોત્રનો ઉદય માની શકાય.

---

* હાલના જૈન વાણીયા ઘણે ભાગે ક્ષાત્રિયજાતિના મૂળથી છે માટે ક્ષાત્રિયતિર્થંકરોના વંશઓએ પોતાને ક્ષત્રી-માની મનાવી વાણી-આ કે બીકણ ભાવનો ત્યાગ કરવો જોઇએ. મારવાડમાં જૈનોને વાણીઆ કહેતાં તેમને માઠું લાગે છે, અને ગુજરાતમાં જૈનો પોતાને વાણીઆ જણાવતાં શરમાતા પણ નથી એ આશ્ચર્ય જેવું છે.

( મી. ગુલાબચંદ ઢઢ્ઢા. )

નરકમાં નીચ ગોત્રનોજ ઉદય છે, તેમજ તીર્યંચમાં પણ નીચ ગોત્રનો ઉદય છે.

આ રીતે આ ત્રણે ગતિઓમાં દેવ ઉંચા છે. અને નરક તીર્યંચ નીચા છે. તેથી ત્યાં ઉચ્ચ નીચપણાની ભેગી ગરબડ ન હોવાથી ત્યાં જાતિ ભેદ હોવાનું ઝાઝું કારણ નથી.

પણ મનુષ્યમાં ઉચ્ચ અને નીચ એ બનેનો ઉદય રહેલો હોવાથી એક ઉત્તમ અને બીજા નીચ ગણાય છે.

હિંદુસ્તાન સિવાય બીજા દેશોમાં જન્મથી જાતિ નથી મનાતી, પણ ગુણ કર્મથીજ જુદા જુદા ઉત્તમ અ-ધમ વર્ગ ગણાય છે, તોપણ રાજ્યનો વારસો તો મુખ્ય-ત્વે વંશ પરંપંરામાંજ ઘણા રાજ્યમાં હોય છે. આ નિયમ માટે મનુષ્ય જાતિમાં કયાંક વિશેષે, અને કયાંક ગૌણપણે પણ જાતિભેદ ચાલુ રહેલ છે. માટે તેનું મૂળ કારણ આ ગોત્રકર્મપ્રકૃતિ છે.

નામ કર્મથી શારીરિક ફેરફાર થાય છે. અને ગોત્ર કર્મથી જાતિ સંબંધી ફેરફાર થાય છે.

ઉચ્ચ ગોત્ર શુભ પ્રકૃતિ છે, અને નીચ ગોત્ર એ અશુભ પ્રકૃતિ છે.

# પાઠ ૧૯ મો.

## અંતરાયકર્મ.

જેના યોગે જીવ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તતાં અટકે છે. અને ધાર્યું કરી શકતો નથી, તે **અંતરાયકર્મ** છે. અંતરાયકર્મ એ વિઘ્નરૂપ અથવા વચ્ચે આવતી અડચણરૂપે રહેલ છે, તેથી તે ભંડારી સમાન ગણાય છે. જેમ રાજા દાન દેવરાવે પણ ભંડારી વિપરીત થઇ ન આપે, તેમ એ કર્મના ઉદયથી જીવ દાન વિગેરે દેવા ઇચ્છે તોપણ તે પ્રમાણે કરી શકતો નથી.

ભંડારીનું દીધું રાજા દે, તે ભોગવે. તેમ અંતરાયકર્મનો જેવો ક્ષયોપશમ હોય તે પ્રમાણે જીવ દે, મેળવે કે ભોગવે છે.

## અંતરાય કર્મના પ્રકાર.

અંતરાયકર્મના પાંચ પ્રકાર છે. દાનાંતરાય, લાભાંતરાય, ભાગાંતરાય ઉપભોગાંતરાય અને વીર્યાંતરાય.

**દાનાંતરાય**ના યોગે જીવ પોતાની પાસે માલ મિલકત છતાં તેને દાનધર્મમાં વાપરી શકતો નથી. અથવા દેવા તૈયાર થાય તો ત્યાં વિઘ્ન આવી પડે છે.

લાભાંતરાયના યોગે જીવ અનેક ઉદ્યમ કરતાં છતાં પણ નફો મેળવી શકતો નથી.

**ભોગાંતરાય**ના ઉદયથી છતે ધને પણ તે ખાઇ પી, શકતો નથી. મતલબ કે તે એવો કૃપણ રહે છે કે પેટ પુરૂં ખાઇ પણ શકતો નથી, અથવા તેને એવી જાતનું દરદ વિગેરે લાગુ પડે છે કે જેથી તે ખાવાપીવા ઇચ્છે તોપણ ખાઇ પી શકતો નથી.

**ઉપભોગાંતરાય**ના ઉદયે, છતે ધને પણ તે તેનો ઉપભોગ કરી શકતો નથી. ભોગ એટલે ખાવું પીવું અને ઉપભોગ એટલે પહેરવું ઓઢવું કે હરેક રીતે મોજ વિલાસ કરવો. એ ભોગ અને ઉપભોગનો શબ્દાર્થ છે. તેથી ભોગમાં વિઘ્ન પાડે તે **ભોગાંતરાય** કહેવાય, અને ઉપ ભોગમાં વિઘ્ન પાડે તે તે **ઉપભોગાંતરાય** કહેવાય છે. ભોગ એટલે એક વખત ભોગવવું, જેમકે એક અન્ન ફળ વગેરે, અને ઉપભોગ એટલે વારંવાર ભોગવવું જેમકે વસ્ત્ર, આભૂષણ વિગેરે આ અર્થ પ્રચલિત છે.

**વીર્યાંતરાય**ના ઉદયે, છતે બળે પણ જીવ તેને ફોરવી શકતો નથી. તે અમુક કામ કરવાના ઇચ્છા કરે છે, પણ તે ઉદ્યમ કરી શકતો નથી, અને આળસુ બની રહે છે.

આ રીતે અંતરાય કર્મના પાંચ પ્રકાર છે, અને તે પાંચે અશુભપ્રકૃતિ છે.

---

# પાઠ ૨૦ મો.

## ટુંકામાં આઠે કર્મનીપ્રકૃતિઓનો ઉપસંહાર.

જ્ઞાનાવરણુની પાંચ, દર્શનાવરણુની નવ, વેદનીયની બે, મોહનીયની અઠ્ઠાવીશ, આયુની ચાર, નામની એકસો ત્રણ, ગોત્રની બે અને અંતરાયની પાંચ, એમ એકન્દર આઠ કર્મની ૧૫૮ પ્રકૃતિ છે.

તેમાં જ્ઞાનાવરણુ, દર્શનાવરણુ, અને અંતરાયની તમામ પ્રકૃતિઓ અશુભ છે. મોહનીય પણ ઘણે ભાગે અશુભજ છે. કેમકે તેની છવીશ પ્રકૃતિ અશુભ છે. બાકી ફક્ત સમ્યક્ત્વ મોહનીય અને મિશ્ર મોહનીય એ બે પ્રકૃતિઓ શુભ છે. તેથી આ ચારે અશુભકર્મ ગણાય છે, અને તે ઘાતિ કે ઘનઘાતિ કહેવાય છે.

વેદનીય, આયુ, નામ અને ગોત્ર, એમની અર્ધી શુભ પ્રકૃતિ અને અર્ધી અશુભ પ્રકૃતિ છે. સાતાવેદનીય શુભ છે. અસાતાવેદનીય અશુભ છે.

દેવાયુ—મનુષ્યાયુ શુભ છે; નરકાયુ—તિર્યંચઆયુ અશુભ છે. ઉંચ ગોત્ર શુભ છે; નીચ ગોત્ર અશુભ છે. અને નામ કર્મની ૧૦૩ પ્રકૃતિમાં ૬૪ શુભ પ્રકૃતિ છે, અને ૩૯ અશુભ પ્રકૃતિ છે, માટે આ ચારે કર્મ શુભાશુભરૂપ છે. અને અઘાતિ કર્મરૂપે ગણાય છે.

કુલે ૧૫૮ પ્રકૃતિઓમાં ૯૦ અશુભ છે. અને ૬૮ શુભ છે.

## શુભાશુભ કર્મનાં ફળ.

જ્ઞાનાવરણના ઉદયે મૂર્ખ, અજ્ઞાન થવાય છે, તેના ક્ષયોપશમે બુદ્ધિમાન્ થવાય છે.

દર્શનાવરણના ઉદયે આંધળો, બહેરો કે ઉંઘણશી થાય છે, તેના ક્ષયોપશમે અખંડિત ઇંદ્રિયવાળો અને જાગૃતિશીલ થાય છે.

મોહનીયના ઉદયે ક્રોધી, માની, માયાવી, ઉછાંછળો, બીકણ, ઉદાસ, અવિશ્વાસુ અને નાસ્તિક થાય છે. તેના ક્ષયોપશમે ક્ષમાવાન્, વિનયી, સરલ, પ્રમાણિક, ગંભીર, બહાદુર, આણંદી, અને વિશ્વાસવાન્ ( આસ્તિક ) થાય છે.

અંતરાયના ઉદયે કૃપણ, દરિદ્રી અને આળસુ થાય છે, તેના ક્ષયોપશમે, ઉદાર, ધનવાન અને ઉદ્યોગી થાય છે.

શુભ વેદનીયના ઉદયથી નીરોગી રહે છે. અશુભ વેદનીયથી માંદો રહે છે. શુભ આયુના ઉદયથી સુગતિ પામે છે, અશુભ આયુના ઉદયથી દુર્ગતિ પામે છે.

શુભ નામના ઉદયથી સુંદર અને મજબૂત શરીર તથા સુયશ મળે છે, અશુભ નામના ઉદયથી અસુંદર અને નબળું શરીર તથા અપયશ મળે છે.

શુભ ગોત્રથી ઉંચા ગણાતા ગોત્રમાં જન્મ મળે છે

અને અશુભ ગોત્રથી નીચા ગણાતા ગોત્રમાં જન્મ મળે છે.

આ ઉપરથી સારાંશ એ નીકળે છે કે ઘનઘાતિકર્મ અશુભ છે. તેથી તેમના ઉદયથી દુઃખજ થાય છે. માટે તેમનો ક્ષય થાય અથવા ક્ષયોપશમ એટલે કંઇક અંશે ક્ષય અને કંઇક અંશે ઉપશમ ( દબાણ ) થાયતોજ સદ્‌ગુણી થઇ શકાય છે, અને અઘાતિકર્મમાં જે શુભ પ્રકૃતિ છે તેના ઉદયથી સુખ થાય છે, અને અશુભ પ્રકૃતિના ઉદયથી દુઃખ થાય છે.

આ રીતે પૂર્વ જન્મમાં શુભાશુભ કર્મ બાંધવામાં આવે છે, તે ઉત્તરજન્મમાં ઉદય પામી ફળ આપે છે, છતાં ઘણીવાર તેજ ભવમાં બાંધેલાં અતિ સારાં કે અતિ ભૂડાં કર્મ તેજ ભવમાં પણ ઉદયમાં આવી ફળ આપે છે. જેને માટે કહેલું છે કે,—

अत्युग्र पुण्यपापानामिहैव फल माप्यते.

અર્થ—અતિ આકરા પુણ્ય અને અતિ આકરા પાપોનું ફળ અહીજ ( પ્રાયે ) મળે છે.

---

# પાઠ ૨૧ મો.

## કર્મબંધનના હેતુઓ.

૧ જ્ઞાના ગુરૂની જ્ઞાનના સાથે સાથે પ્રત્યનીકપણું

એટલે દુશ્મનાઇ રાખ્યાથી, તેમનું નામ છુપાવી રાખ્યાથી, તેમનો ઘાત કરવાથી, તેમના ઉપર મનમાં પ્રદ્વેષ રાખ્યાથી મોટી આશાતના કર્યાથી તથા ભણુતાને અંતરાય પાડયાથી જ્ઞાનાવરણુકર્મ બંધાય છે.

૨ એજ રીતે જ્ઞાનીગુરૂની આંખનું અનિષ્ટ વિગેરે ઇંદ્રિયો ઉપર માઠું ચિંતવ્યાથી દર્શનાવરણુ બંધાય છે.

૩ ગુરૂભક્તિ, શાંતિ, કરૂણા, વ્રતપાલન, ઇંદ્રિયનિગ્રહ, કષાયજય, દાન, શીલ, તપ, ભાવના તથા દૃઢ ધર્મતા વગેરે ગુણો ધરવાથી, શાતા વેદનીય બંધાય છે, અને તેથી વિપરીતપણે વર્તતાં અસાતા વેદનીય બંધાય છે.

૪ ઉન્માર્ગ બતાવ્યાથી, સન્માર્ગનો નાશ કર્યાથી, દેવ દ્રવ્ય હરણુ કર્યાથી, તથા જીનેશ્વર, સાધુ, જિનપ્રતિમા અને સંઘના પ્રત્યનીક થવાથી મિથ્યાત્વ મોહનીય બંધાય છે. તેમજ વિષય કષાયવશ થયાથી કષાય મોહનીય ને નોકષાયમોહનીય બંધાય, એમ બે રીતે ચારિત્ર મોહનીય બંધાય છે.

૫ મહા આરંભ, અને મહા પરિગ્રહથી નરકનું આયુ બંધાય છે, અને સરાગ સંયમ પાળવાથી, દેશ વિરતિથી, તથા સમ્યક્ત્વથી દેવાયુ બંધાય છે, ગુઢહૃદય, શઠતા અને સશલ્યતાથી ( અર્થાત્ મનમાં કપટ રાખ્યાથી ) તિર્યંચનું આયુ બંધાય છે. સ્વભાવેજ મંદ કષાય, અને દાનમાં

રૂચિ ધારવાથી મધ્યસ્થ ગુણના યોગે મનુષ્યનું આયુષ્ય બંધાય છે. તેમજ બાલતપ એટલે સમજ વગરના આકરા તપથી તથા અકામ નિર્જરા એટલે કષ્ટ સહન કરતાં થકાં પણ દેવાયુ બંધાય છે.

૬ સરલ અને ઉદ્યોગી રહેવાથી શુભનામ બંધાય છે, અને વાંકા અને સુખ શીલ રહ્યાથી અશુભ નામ બંધાય છે.

૭ ગુણ જોનાર, મદરહિત, નિત્ય ભણવા ભણાવવાની રૂચિવાળો અને દેવગુરૂનો ભક્ત ઉચ્ચગોત્ર બાંધે છે. એથી વિપરીત એટલે છિદ્ર જોનાર, મદ ધરનાર અહંકારી અને દેવગુરૂનો અભક્ત દ્વેષી હોય તે નીચગોત્ર બાંધે છે.

૮ જિનપુજામાં વિઘ્ન પાડનાર અને હિંસાદિકમાં તત્પર હોય તે અંતરાયકર્મ બાંધે છે. આ રીતે સંક્ષેપમાં કર્મબંધના હેતુ બતાવ્યા છે.

---

# પાઠ ૨૨ મો.

## સ્મરણોપયોગી ગાથાઓ.

આઠે કર્મમાં નામકર્મ સિવાય બીજા કર્મોની પ્રકૃતિઓ થોડી હોવાથી સુખે યાદ રાખી શકાય એમ છે. પણ નામકર્મની ઘણી પ્રકૃતિઓ હોવાથી તેના સ્મરણ માટે નીચેની ગાથાઓ વધારે ઉપયોગી છે:—

આઠ પ્રત્યેક પ્રકૃતિ ને ચૌદ પિંડપ્રકૃતિની ગાથા બે.

गइ जाइ तणु उवंगा बंधण संघायणाणि संघयणा,
संठाण वण्ण गंध रस फास अणुपुव्वि विहगगइ;
पिंडपयडित्ति चउद्दशपरघा उस्सास आयवुज्जोयं
अगुरुलहु तित्थ निमिणो वघाय मिअ अठपत्तेया

ત્રસદશક તથા સ્થાવર દશકની બે ગાથાઓ.

तस बायर पज्जतं पत्तेय थिरं सुभंच सुभगंच
सुसरा इज्ज जसं तस दसगं थावर दसं तु इमं.
थावर सुहुम अपज्जं साहारणअथिर असुभ दुभगाणि
दुस्सर अणाइज्जा जस मिअनामे सेअरा वीसं

આ ચાર ગાથાઓમાં નામ કર્મની ટુંકામાં બેતાલીશ પ્રકૃતિઓમાં નામ ગણાવ્યાં છે, તેથી તેનો અર્થ લખવાની અહિંઆ જરૂર નથી.

ચૌદપિંડ પ્રકૃતિઓની પેટાપ્રકૃતિ ૭૫ થાય છે તેનું સ્મરણ સહેલથી રહે તેમ છે.

તે આ રીતે ગતિ ચાર પાધરીજ છે, પાંચ ઇન્દ્રિયો પરથી પાંચ જાતિપણ પાધરીજ છે. પાંચ શરીર પણ યાદ આવે તેવાંજ છે. તેમાંના ત્રણ શરીરનાં અંગોપાંગ તરતજ યાદ આવે તેમ છે. અથવા બીજી રીતે ત્રણ જાતનાં અંગોપાંગ તો ખુદ શબ્દપરથીજ યાદ રહે તેમ છે.

પાંચ શરીરના પ્રમાણેજ પાંચ બંધન અને પાંચ સંઘાત છે. પંદર બંધન બોલવા હોય તો ઔદારિક, વૈક્રિય અને આહારક સાથે તેજસ અને કાર્મણને જોડતાં ધ્યાન રાખ્યું હોય તો તરત યાદ આવે તેમ છે. વજ્ર ઋષભ નારાચ એ પદ ઉપરથી ચાર સંઘેણ યાદ આવે તેમાં કિલીકા અને છેવઠું ઉમેરતાં છ સંઘયણ ખુશીથી યાદ રહે તેમ છે. છ સંસ્થાનમાટે આ બે પદ છે.

**सम चउरंसं निग्गोह साइ खुज्जाई वामणं हुंडं.**

વર્ણ, ગંધ, રસ, સ્પર્શના વીશ વિષય પાધરાજ છે. અનુપૂર્વિતો ગતિ પ્રમાણે જ છે, અને વિહાયોગતિના તો શુભાશુભરૂપે બે ભેદજ છે, માટે પેટાભેદ જાણવાથી ગાથાઓથી યાદ રાખવાની કાંઈ જરૂર રહેતી નથી. આ રીતે ધ્યાનપૂર્વક અભ્યાસ કરીએ તો બહુજ થોડા વખતમાં અને ઘણી થોડી મહેનતે નામ કર્મની ૧૦૩ પ્રકૃતિ આવડી કે બાકીના કર્મની ૫૫ પ્રકૃતિઓ તો સહજ યાદ આવે તેવું છે. કેમકે તેમાં અઠાવીશતો મોહનીયજ પ્રકૃતિ છે, તેમાં દર્શન મોહનીયની ત્રણ તો સહેલી છે, ચારિત્ર મોહનીયમાં પણ સોળ કષાયોની પ્રકૃતિ સહેલાઇથી યાદ આવે તેમ છે. નવ નોકષાયમાં ફક્ત છ નામની હાર કંઠે રાખવી જોઇએ. તે આ પ્રમાણે કે हास्य रति अरति भय शोक दुगंछा બાકીની ત્રણ તો ત્રણ વેદ છે.

આ રીતે અઠાવીસે પ્રકૃતિ યાદ કરવી સહેલી છે. આ રીતે પંચાવનમાં અર્ધી થઇ બાકી સત્તાવીશ રહી તે તો સહેલીજ છે કેમકે પાંચ જ્ઞાનપરથી જ્ઞાનાવરણુની પાંચ પ્રકૃતિ યાદ કરવાની છે. દર્શનાવરણુની નવ પ્રકૃતિ ચક્ષુ અચક્ષુ અવધિ કેવળ એ ચારની હાર યાદ રાખી કે તેમાં પાંચ નિદ્રાઓ ઉમેરતાં નવ યાદ રહે તેમ છે. વેદનીયની બે તથા ગોત્રની બે ભૂલાયજ નહિ તેમ છે. ચાર ગતિના પ્રમાણે આયુની ચાર પ્રકૃતિ યાદ રાખવી સહેલજ છે. અને અંતરાયની પાંચ પણ ત્રણ કટકે યાદ કરતાં સહેલી રીતે યાદ રહે તેમ છે. જેમકે દાન, લાભ, ભોગ, ઉપભોગ, વીર્ય

આ રીતે કર્મની ૧૫૮ પ્રકૃતિઓ સપાટાબંધ યાદ કરી શકાય તેમ છે.

---

## પાઠ ૨૩ મો.

### બંધ–ઉદય, ઉદીરણા અને સત્તા તથા બંધવિચ્છેદસ્વરૂપ.

કર્મની વર્ગણાઓને એટલે કે કર્મના સૂક્ષ્મ પરમાણુઓનું જીવના પ્રદેશોની સાથે ક્ષીરનીરની માફક અથવા લોહ અને અગ્નિ માફક એકમેક થવું તે બંધ કહેવાય છે. ટુંકામાં કહીએ તો તે અભિનવ કર્મગ્રહણં તે બંધ છે.

બાંધેલી પ્રકૃતિઓના પરમાણુઓ નિર્જરા એટલે નાશ

નહિ પામતાં એમનાએમ નિધાનની માફક બીજરૂપે કાયમ રહે, અથવા એક પ્રકૃતિના પરમાણુ બીજી પ્રકૃતિના રૂપમાં સંક્રમણ કરીને અને ફરી જઇને છુપાઇ રહે તે **સત્તા** કહેવાય છે.

તે કર્મના પરમાણુઓના સહેજે પ્રાપ્ત થએલા શુભાશુભ રસનું ભોગવવું તે **ઉદય** કહેવાય છે.

સહેજે થએલા ઉદયમાં ભોગવાતા રસ ઉપરાંત બાકીના રસને તાણીને ઉદયમાં લાવી-વેદવું તે **ઉદીરણા** કહેવાય છે. આ રીતે ઉદીરણા એ એક જાતનો ઉદયજ છે.

દરેક ગુણસ્થાનના અંતે અમુક કર્મપ્રકૃતિઓનો બંધ થતો અટકે છે, તે બંધવિચ્છેદ **જાણવો.**

ગાથા—**अभिनव कम्मग्गहणं बंधो ओहेण तत्थ वीससयं**

**ભાવાર્થ**—નવાં કર્મ ગ્રહણ કરવાં તે **બંધ** ઓઘે તેની પ્રકૃતિઓ ૧૨૦ છે.

ગાથા—**उदयो विवाग वेयणं उदीरण मपत्ति इह दुवीससयं**

**ભાવાર્થ**—કર્મવિપાકના એટલે કર્મ ફલનું વેદવું તે ઉદય, અને ઉદયમાં જે કર્મપ્રકૃતિ ન આવી હોય તેને ઉદયમાં લાવવી ને ભોગવવી તે ઉદીરણા તેની ૧૨૨ પ્રકૃતિ છે.

ગાથા—**सत्ता कम्माण ठिई बंधाईअ लद्ध अत्त लाभाणं**

(બંધન સંક્રમણાદિક કરણવડે સ્વરૂપ લાભ અર્થાત જ્ઞાના વરણાદિક સ્વભાવ જેને પ્રાપ્ત થયેલ છે )

**ભાવાર્થ**—બાંધેલ કર્મની સ્થીતિ પરિપકવ ન થાય ત્યાં સુધી જીવની સાથે જે લાગી રહે તે સત્તા. આ બંધાદિએ કરી એ પ્રકૃતિઓએ આત્મલાભ મેળવ્યો છે.[1]

---

# પાઠ ૨૪ મો.

## ભાગ ૧ લો.

### ચૌદ ગુણસ્થાન.

જીવના જ્ઞાન દર્શન ચારિત્રરૂપ ગુણોની તરતમતા વિશેષે કરીને જે અનુક્રમે એક એકથી ચઢતી પાયરિઓ કે પગથીઆં તે ગુણસ્થાન કહેવાય છે.

જેમ કોઇ મહેલને જુદા જુદા મજલા હોય છે. તેમ આ લોકરૂપી મહેલમાં ચૌદ મજલા છે. અને તે ચૌદ ગુણસ્થાનના નામે ઓળખાય છે, અથવા તો કોઇ ચોકસ મુકામે જવાનું હોય તે માટે મુસાફરી કરતાં કેટલાંક સ્થાન કે સ્ટેશન–પસાર કરીને ત્યાં પહોંચાય છે, તેમ

---

૧ જે સ્વભાવે આત્મા નથી પણ આત્માને વિભાવ દશામાં લાવી પોતાને આત્મા છે એમ સમજાવે છે. જેમ જલનો શીત સ્વભાવ છે છતાં તેની નીચે ગરમી લાગે, ત્યારે વ્યવહારે ચતુર પરંતુ નિશ્ચયે બેવકુફ કહે છે કે પાણી ગરમ થયું, તથાપિ ખબર નથી કે પાણી શીતજ છે, થોડી વારમાં હવા પાણીની ગરમીને દૂર કરી તેને ઠંડુ કરે છે.

જીવને મુક્તિરૂપ નગરે પહોંચવા માટે કરવાની મુસાફરીમાં જે જે સ્થાન પસાર કરવાં પડે છે તે ગુણુસ્થાન કહેવાય છે; અથવા કોઈ ઉંચા પહાડની ટોચે પહોંચવાને વચ્ચે એક પછી એક વધતી જતી ઉંચાઇના તબક્કા કે વલ પસાર કરવા પડે છે. તેમ આ લોકની ટોચે જે મુક્તિદશા છે, ત્યાં પહોચવા માટે જીવને ક્રમે ક્રમે ઉપર ચઢાવવાના ચક્કાવા લેવા પડે છે, તે ગુણુસ્થાન છે.

આવાં અસંખ્યાત ગુણુસ્થાન છે. તો પણ તેમને ચૌદ ભાગમાં વહેંચેલાં છે, ત્યાં સૌથી પહેલું ગુણુસ્થાન, તે મિથ્યાત્વ છે.

---

# ભાગ ૨ જો.

## પહેલું ગુણસ્થાન.

### મિથ્યાત્વ.

મિથ્યાત્વ એટલે મિથ્યાપણું અર્થાત્ વિપરીત દૃષ્ટિ કે ઉંધી સમજ: જેમ ધતુરાનાં બીજ ખાવાથી ધોળી વસ્તુ પીળી દેખાય છે, તેમ મિથ્યાત્વ મોહનીય કર્મના ઉદયથી જીવને ઉંધી સમજ આવે છે. તેથી તે જીવ સદોષને નિર્દોષ માને છે. અને નિર્દોષને સદોષ માને છે આનું નામ

મિથ્યાત્વ છે. આ સ્થાને રહેલો જીવ રાગ દ્વેષ યુક્તને દેવ માની બેસે છે, આરંભ પરિગ્રહમાં ખુંચી રહેલાને[1] પણ ગુરૂ માને છે તથા હિંસાદિક અધર્મને ધર્મ માની લે છે. તેમજ તે કોઈ પણ વાતની એક બાજુ પકડીને તેમાંજ હઠ કરીને એકાંત માની બેસે છે.

૧ જીવને પુદ્‍ગલ અને પુદ્‍ગલને જીવ કે હું માની બેસે છે, અને પુદ્‍ગલના ચય અપચયને પોતાનાં જન્મ મરણ માને છે.

અથવા તો આ સ્થાને જીવની ઘોર અજ્ઞાનદશા રહે છે. આ સ્થિતિમાં અનાદિકાળથી જીવ પડી રહેલો છે, તેથી આ સ્થિતિને ગુણસ્થાન તરીકે નહિ પણ મિથ્યાત્વ ભૂમિ એટલે મિથ્યાત્વરૂપ–ભોંયતળીયા તરીકેજ ગણવી જોઇએ, તોપણ ત્યાં બારીકીથી અવલોકન કરીએ તો જીવમાં છુપાઈ રહેલી યોગ્યતા અને અનંતમા ભાગ જેટલું જ્ઞાન ખુલ્લું રહે છે માટે તે હિસાબે તેને ગુણસ્થાન કહી શકાય.

## ઉપરાંત મિથ્યાત્વના પાંચ પ્રકાર છે.

અભિગ્રહ, અનભિગ્રહ, અભિનિવેશ, સંશય અને અનાભોગ, લોહ વાણીયાની માફક વગર વિચારે પકડયું, તે પકડયું રાખવાની મૂઢતાને **અભિગ્રહ** મિથ્યાત્વ જા-

---

૧ પરિગ્રહની ખેંચ તાણમાં કોર્ટે જાય છે.

ણુવું.[1] પૂર્વ દશ પ્રકારનું મિથ્યાત્વ કહેલ છે, તે અભિગ્રહનાજ ભેદ છે. બધા દેવ અને બધા ગુરૂ એમ ચોકસ નિર્ણય વગરની સામાન્ય માન્યતાને **અનભિગ્રહ** મિથ્યાત્વ જાણવું. જાણી બુઝીને ખોટો હઠ તાણવો, એ **અભિનિવેશ** મિથ્યાત્વ છે. ડગમગતા રહી ખરી વાતમાં પણ સંશય રાખવો, તે **શંસયરૂપ** મિથ્યાત્વ છે. બેભાન અવસ્થામાં રહેવું એ **અનાભોગ** મિથ્યાત્વ છે.

આ પાંચે પ્રકારમાં અભિનિવેશ મિથ્યાત્વ સૌથી ભુંડું છે કેમકે તે જાણી બુઝીને ખોટો હઠ કરવારૂપ છે, માટે તે અસાધ્ય અથવા દુઃસાધ્ય દરદના જેવું છે.

અનભિગ્રહ મિથ્યાત્વમાં નમ્રતાગુણ દાખલ થાય છે. તેમજ ત્યાં સર્વેની માન્યતા હોવાથી તેમાં ખોટાની સાથે ખરાની પણ માન્યતા સ્ફુરતી રહે છે. માટે એ સ્થિતિમાં

---

૧ ઓઘ નજરથી આ મિથ્યાત્વવાળાને સર્વ ધર્મ સારા લાગેછે; સર્વ ગુરૂ સારા લાગે છે. અને સર્વ દેવ પણ સારા લાગે છે. ગોળ અને ખોળ બંને સરખા લાગે છે, એવો આરોપ લોકો તેનાપર મૂકે છે પરંતુ એ આરોપ તેનાપર ઘટતો નથી, કારણ કે માર્ગાનુસારીપણાને લીધે તેની ગુણદૃષ્ટિ હોવાથી ગોળમાં અને ખોળમાં મીઠાસ દૃષ્ટિ રહે છે. અને સમજે છે કે ગોળ મીઠો છે મનુષ્યને, ખોળ મીઠો છે બળદને. પરંતુ જ્યારે સમ્યકત્વ ઉદ્દભવે છે ત્યારે મનુષ્ય સમ્યકત્વવાનને તો ગોળજ મીઠો છે એમ માનવું કે મધ્યસ્થ રહેવું.

જીવને માર્ગાનુસારીપણું પ્રાપ્ત થાય છે. આ પ્રકારનેજ અનુસરીને મિથ્યાત્વને ગુણસ્થાન ગણવામાં આવ્યું છે, કેમકે અનાદિ સંસારમાં રઝળી રઝળીને જીવ ક્યારેક માર્ગાનુસારીમાં આવે છે, ત્યારે તેને પહેલી મજલ અથવા તો પહેલે પગથીએ ચડયો ગણાય છે.

---

## ભાગ ૩ જો.

### બીજું ગુણ સ્થાન.

#### સાસ્વાદન સમ્યકત્વ.

આ ગુણસ્થાન ચડતાં નહિ પણ પડતાં આવે છે. તે એમ કે ઉપશમ સમ્યક્ત્વ વમતાં તેના આખર ભાગમાં થોડો ક્ષારના આસ્વાદ સરખો જે ભાવ રહે છે, તે સાસ્વાદન સમ્યક્ત્વ છે. વખતે તે ફકત છ આવળી જેટલા કાળ સુધીજ રહે છે, ત્યારપછી જીવ મિથ્યાત્વ ગુણસ્થાને ઉતરી આવે છે. આસ્વાદન સહિત તે સાસ્વાદન.

### ત્રીજું ગુણસ્થાન.

#### મિશ્ર.

રાત અને દિવસની વચ્ચે થોડો વખત સંધ્યાકાળ રહે છે, તેમ મિથ્યાત્વ અને સમ્યક્ત્વ વચ્ચે થોડો વખત મધ્યમ ભાવ ઉત્પન્ન થાય છે. તે મિશ્રગુણસ્થાન ગણાય

છે. એમાં જીવને મિશ્ર મોહનીય કર્મના ઉદયથી જિન વચનપર રૂચી કે અરૂચિ એ બંને હોતાં નથી. પરંતુ આવી સ્થિતિ ફક્ત અંતર્મુહૂર્ત રહે છે. પછી જીવ કાંતો ઉપર ચડે છે, અથવા તો પાછો પડે છે.

## ચોથું ગુણસ્થાન.

### સમ્યક્‌ત્વ.

વિપરીત દૃષ્ટિ ટળીને, સત્ય માનવાની શ્રધા થાય તે **સમ્યક્‌ત્વ** છે. તે અપ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયથી જ્યારે જીવ વિરતિ ( ત્યાગ વૈરાગ્ય )ના ગુણ જાણવા છતાં પણ તેને શ્રેણિકરાજાની પેઠે આદરી-પાળી ન શકે, અથવા અનુત્તર વિમાનવાસી દેવો માફક જાણે ખરો પણ આદરી ન શકે, અથવા **સંવિજ્ઞ પાક્ષિક** યતિના માફક જાણે તથા આદરે ખરો, પણ પાળી ન શકે; ત્યારે જે અવસ્થા પ્રાપ્ત થાય છે એને અવિરતી સમ્યક્‌દૃષ્ટિ ગુણસ્થાન તરીકે ઓળખવામાં આવે છે.

### સમ્યક્‌ત્વના પ્રકાર.

સમ્યક્‌ત્વના ત્રણ પ્રકાર છે. **ક્ષાયિક, ઔપશમિક.** અને **ક્ષયોપશમિક;**

અનંતાનુબંધીની ચાર પ્રકૃતિ તથા દર્શન મોહનીયની ત્રણ પ્રકૃતિઓ એમ સાત પ્રકૃતિઓનો ક્ષય થતાં જે સમ્યક્‌ત્વ પ્રગટે છે, તે **ક્ષાયિક સમ્યક્‌ત્વ.** એ સાત કર્મ

પ્રકૃતિનો ઉપશમ એટલે અનુદય થતાં જે ગુણ પ્રગટે તે **ઉપશમ સમ્યક્ત્વ** અથવા **ઔપશમિક સમ્યક્ત્વ** કહેવાય.

સાતે પ્રકૃતિના ઉદયમાં આવેલા રસને ક્ષય કરવાથી અને ઉદયમાં નહિ આવેલા રસને દબાવી રાખ્યાથી જે ગુણ પ્રગટે તે **ક્ષાયોપશમિક સમ્યક્ત્વ** છે.

જ્યારે ક્ષયોપશમિક સમ્યક્ત્વમાં શુદ્ધ પુંજનો ઉદય થતાં સમ્યક્ત્વ મોહનીય કર્મ વેદાય છે, ત્યારે તે **વેદક સમ્યક્ત્વ** પણ કહેવાય છે. માટે વેદક[1] સમ્યક્ત્વ એક જાતનું ક્ષાયોપશમિક સમ્યક્ત્વજ છે.

---

## પાંચમું ગુણસ્થાન.

### દેશવિરતિ.

સમ્યક્ત્વ કાયમ રહેવાની સાથે જ્યારે કાંઇપણ અંશે પરવસ્તુના ત્યાગના પરિણામ થાય, અને તેને અનુસરી દેશવ્રત આદરી તેને પાળવામાં આવે, તે દેશવિરતિ ગુણસ્થાન જાણવું. અહીંઆં સમ્યક્ત્વ સહિત ફક્ત નોકારસી કરે, ત્યાંથી માંડી શ્રાવકનાં બારવ્રત તથા અગીયાર પ્રતિમાઓ એટલે એક જાતની સખ્ત પ્રતિજ્ઞાઓ પાળે ત્યાં સુધી બધું દેશવિરતિ ગુણસ્થાનજ ગણાય છે.

---

૧ ક્ષાયોપશમિક સમ્યક્ત્વમાં શુદ્ધ પુંજના છેલ્લા અણુને વેદતા વેદક કહેવાય છે ( જૂઓ સમકિત પંચવીશી. )

# ભાગ ૫ મો

## છઠ્ઠું તથા સાતમું ગુણસ્થાન.

### પ્રમત્ત—અપ્રમત્ત.

સમ્યત્ક્ત્વ કાયમ રહેવાના સાથે જ્યારે સર્વાશે ત્યાગ પરિણામ થાય, ત્યારે સર્વવિરતિ પ્રાત થાય છે. તે બે ભાગમાં વહેંચાયલું છે. એક પ્રમત્ત સંયતનું સર્વવિરતિ; અને બીજું અપ્રમત્ત સંયતનું સર્વ વિરતિ. તે ઉપરથી બે ગુણસ્થાન ગણાય છે. એકનું નામ પ્રમત્ત અને બીજાનું નામ અપ્રમત્ત. પ્રમત્ત એટલે **પ્રમાદી** એ છઠ્ઠું ગુણસ્થાન છે. અને અપ્રમત્ત એટલે **અપ્રમાદી**, એ સાતમું ગુણસ્થાન છે.

પ્રમાદ, વિષય, કષાય, નિંદ્રા તથા વિકથા એ પાંચ પ્રમાદ ગણાય છે. તેની ગુપ્ત સહજ માત્ર અભિલાષા ઉત્પન્ન થાય ત્યાં લગી તે પ્રમત્ત ગુણસ્થાન ગણાય છે. અને એ પાંચ પ્રમાદની સહજ માત્ર પણ જયાં અભિલાષા ન રહે એવી જે નિશ્ચય ચરિત્રમાં સ્થિરતા તે અપ્રમત્ત નામે સાતમું ગુણસ્થાન છે. આ બે ગુણસ્થાન વારફરતી આવ્યા કરે છે. એટલે કે પ્રમત્તમાં થોડો વખત રહી અપ્રમત્ત થાય છે. અને તે સ્થિતિમાં પાછો થોડો વખત રહી પ્રાપ્ત થાય છે. આ રીતે અહીંઆ હીંડોલે ચઢેછે. તેમ છતાં બહુ

વખત પ્રમત્તપણામાં પ્રસાર થાય છે. અને બહુ થોડો વખત અપ્રમત્તપણામાં જાય છે.

પ્રમત્ત ગુણસ્થાને છતાં જે અપ્રમત્તવત્ વર્તે છે તે સત્ત્વિમ અપ્રમત્ત ગુણસ્થાને ચઢી શકે છે.

---

# ભાગ ૬ ઠ્ઠો.

## આઠમું ગુણસ્થાન.

### નિવૃત્તિ.

સાતમા ગુણસ્થાનના અંતે સમ્યક્ત્વ મોહનીયનો નાશ થતાં આઠમું નિવૃત્તિ નામનું ગુણસ્થાન પ્રગટે છે. આ ગુણસ્થાનમાં શુકલધ્યાન પ્રગટે છે. અને સહજ સમાધિ રહે છે. અહીંથી જીવ ઉપશમશ્રેણી અથવા ક્ષપકશ્રેણી પર ચઢે છે.

આ ગુણસ્થાનમાં કેવળજ્ઞાનરૂપ સૂર્યની અગાઉ થનાર અનુભવ જ્ઞાનરૂપ, અરૂણોદય પ્રગટ થાય છે. અહીં કર્મના રસ તૂટેછે. અને પરિણામની સમયે સમયે અનંતગણી વિશુદ્ધિ થવા માંડે છે. સમ્યક્ત્વ મોહનીયનો નાશ થવામાં અહિંયાં ક્ષયોપશમિકરૂપ પૌદ્ગલિક સમ્યક્ત્વ ન હોતાં ક્ષાયિક અથવા ઔપશમિક સમ્યકત્વ હોય છે.

આ ગુણસ્થાનનું બીજું નામ **અપૂર્વકરણ ગુણ-સ્થાન** છે. કારણ કે આ ગુણસ્થામાં ચારિત્ર મોહનીયની એકવીશ પ્રકૃતિ ખપાવવા અથવા ઉપશમાવવા માટે પહેલા સમયથી માંડીને રસઘાત, સ્થિતિઘાત, ગુણશ્રેણી, ગુણ-સંક્રમ, અને અપૂર્વ સ્થિતિ બંધ એ પાંચ અપૂર્વ બનાવ જીવ કરવા માંડે છે.

એનું નિવૃત્તિ નામ એ અપેક્ષાએ છે કે, એ ગુણઠાણે એક સમયે અનેક જીવ ચડે; ત્યાં તેમના અધ્યવસાયમાં શુદ્ધિની તરતમતા રહ્યાથી વધઘટ રહેછે; માટે એમાં એક છોડી બીજાપર જવાનું હોવાથી એને નિવૃત્તિગુણસ્થાન તરીકે ઓળખાવ્યું છે. અને એની ઉપરના નવમા ગુણ સ્થાને એક સમયે અનેક જીવ ચઢતાં છતાં પણ તેમના અધ્યવસાયમાં ફેરફાર નથી રહેતો તેથી તેને અનિવૃત્તિ તરીકે ઓળખાવ્યું છે.

---

# ભાગ ૭ મો.

## નવમું ગુણસ્થાન.

### અનિવૃત્તિ.

આઠમા ગુણસ્થાનના અંતે હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંચ્છા એ છ પ્રકૃતિનો ક્ષય થતાં આ નવમું અ-

નિવૃત્તિ ગુણુસ્થાન પ્રગટે છે.

આનું બીજું નામ બાદરસંપરાય છે. સંપરાય એટલે કષાય. એ દશમા ગુણુસ્થાને કષાય બહુ પાતલો પડી ફક્ત લોભ એકલો જ રહે છે, તેની અપેક્ષાએ અહીયાં જરા વધારે હોવાથી આને બાદરસંપરાય તરીકે ઓળખવામાં આવે છે.

## દશમું ગુણુસ્થાન.

### સૂક્ષ્મ સંપરાય.

નવમાના અંતે સંજ્વલન, ક્રોધ, માન, માયા, તથા સ્રી, પુરૂષ, નપુંસક વેદ એ ૭ પ્રકૃતિનો અંત આવે છે, ત્યારે દશમું સૂક્ષ્મ સંપરાય નામે ગુણુસ્થાન પ્રગટે છે, અહીંઆં માત્ર સૂક્ષ્મ લોભરૂપ સંપરાય ( એટલે કષાય ) રહેલો હોય છે. તેનો પણ અંતે ક્ષય થાય છે.

આઠમા ગુણુસ્થાનથી જો ક્ષાયિક શ્રેણિ માંડી હોય તો દશમાપરથી પરબારો બારમે ગુણુસ્થાને ચડે છે. અને જેણે ઉપશમ શ્રણિ માંડી હોય તો અગિયારમાપર ચડીને ત્યાંથી અવશ્ય પાછો પડે છે.

## અગીયારમું ગુણુસ્થાન.

### ઉપશાંતમોહ.

પાણીના નીચે મળ જમી રહે, એટલે પાણી નિર્મળ દેખાય, તેમ અહીઆં મોહનીય કર્મ ઉપશાંત થવાથી અ-

ધ્યવસાય નિર્મળ બને છે, છતાં તે હજુ સત્તામાં રહેલ છે. તેથી તે ઉદય પામે ત્યારે ડોળા પાણી માફક અધ્યવસાય પાછા મેલા થવાનો સંભવ રહે છે.

આ ગુણુસ્થાને રાગ ઉપશાંત થવાથી વીતરાગતા દેખાય છે પણ છદ્મસ્થપણું રહે છે.

આ ગુણુસ્થાનથી અવશ્ય પડવાનું છે. ત્યાં જો મરણ પામે તો અનુત્તરવાસી દેવતા થઈ, ચોથે ગુણુસ્થાને આવે અને નહિં તો દશમે આવે.

## બારમું ગુણસ્થાન.

### ક્ષીણમોહ.

મોહનીયની તમામ પ્રકૃતિ ક્ષય કરીને તે સત્તામાંથી ટાળતાં જે અત્યંત વિશુદ્ધ અધ્યવસાય થાય છે, તે ક્ષીણમોહનામે બારમું ગુણુસ્થાન ગણાય છે. ક્ષપકશ્રેણી કરતાં દશમા ગુણુસ્થાનથી પરબારૂં બારમા ઉપર અવાય છે. કેવળ જ્ઞાન ઉપજવાની અગાઉ અંતર્મુહુર્ત લગી આ ગુણુસ્થાન રહે છે.

આ ગુણુસ્થાનમાં એકત્વવિતર્ક એટલે અભેદ જ્ઞાનરૂપ શુકલધ્યાનનો બીજો પાયો હોય છે.

આ ગુણુસ્થાનના અંતે જ્ઞાનાવરણની પાંચ પ્રકૃતિ તથા દર્શનાવરણની બાકી રહેલી છ પ્રકૃતિ તથા અંતરાય કર્મની પાંચે પ્રકૃતિનો સર્વથી[1] નાશ થાય છે કે તરત જીવ તેરમા ગુણુસ્થાને ચડે છે.

---

૧ સર્વથા.

# ભાગ ૮ મો.

## તેરમું ગુણસ્થાન.

### સયોગીકેવલી.

અહીં કેવળજ્ઞાન પ્રગટે છે. આ ગુણસ્થાન જ્યાં સુધી મન, વચન, અને કાયાના યોગ પ્રવર્તે અર્થાત્ જ્યાં સુધી યોગની હિલચાલ હોય ત્યાં સુધી ગણાય છે. યોગ એટલે મન, વચન અને કાયાના વ્યાપાર. તે સહિત તે સયોગીકેવલી.

આ ગુણસ્થાને ફક્ત ચાર અઘાતિકર્મ રહેલાં હોય છે.

## ચૌદમું ગુણસ્થાન.

### અયોગિ કેવલી.

જ્યારે કેવલીનું આયુ ફક્ત પાંચ હ્રસ્વ અક્ષર બોલીએ એટલું રહે છે ત્યારે તે યોગનિરોધ એટલે મન-વચન-કાયાની હીલચાલનો અટકાવ કરી +મેરૂપર્વત માફક સ્થિર થઇ રહે છે. આ સ્થિતિનું નામ અયોગિગુણસ્થાન છે, આ ગુણસ્થાને સકળ કર્મનો નાશ થાય છે, અને તેમ થતાં જ તરત જીવ મુક્તિ પામે છે.

આ રીતે ચૌદ ગુણસ્થાન છે. તેનું કાળ માન આ

---

+ શૈલેશી કરણવડે.

રીતે છે. અભવ્ય જીવ સદા પહેલે ગુણુસ્થાનેજ રહે છે. તેથી તેના હિસાબે તેનું કાળ માન અનાદિ અનંત છે. ભવ્ય જીવના હિસાબે અનાદિસાન્ત અથવા સાદીસાંત છે. ચોથા ગુણુસ્થાનનું કાળમાન[1] તેત્રીશ સાગરોપમથી કંઇક વિશેષ છે. પાંચમા, છઠા, સાતમા તથા તેરમાનું (૮વર્ષ ઉણી) પૂર્વ ક્રોટી છે. બીજાનું છ આવલીઓ અને ચૌદમાંનું કાળમાન પાંચ હ્રસ્વાક્ષર જેટલું છે. બાકીના ગુણુઠાણાનું કાળમાન અંતર્મુહૂર્ત છે.

---

# પાઠ ૨૫ મો.

## કર્મની પ્રકૃતિઓની ગણત્રી.

સત્તાની અપેક્ષાએ ૧૫૮ અથવા ૧૪૮ પ્રકૃતિ ગણાય, તોપણ મુખ્ય ભાગે ૧૪૮ થીજ હિસાબ કરાય છે.

બંધના હિસાબમાં ૧૨૦ પ્રકૃતિ લેખાય છે. તે એમ કે ત્યાં નામની ૧૦૩ ને બદલે ૬૭ ગણાય છે. એટલે કે પંદર બંધન તથા ૫ સંઘાત એ વીશ પ્રકૃતિ શરીર નામે સાથેજ ગણવી. અને વર્ણ ગંધ–રસ સ્પર્શની વીશ પેટાપ્રકૃતિ નહિ ગણતાં ચાર પીંડપ્રકૃતિજ ગણત્રીમાં લેવી એ-

---

૧ ક્ષાયોપશમિક સમ્યક્ત્ત આથી ઉત્કૃષ્ટ કાળમાન ૬૬ સાગરોપથી અધિક અને ક્ષાયક સમ્યક્ત્વ અપેક્ષાએ ૩૩ સાગરોપમ અધિક સંભવેજ.

ટલે એ રીતે ૨૧ પ્રકૃતિ ઓછી ગણાય તેથી ૯૭ થાય છે. તેમજ સમ્યક્ત્વ મોહનીય અને મિશ્ર મોહનીય એ બન્નેમાં મિથ્યાત્વ દળજ છે. માટે તે બેનો બંધ પણ જુદો ગણાતો નથી. એમ ૩૮ પ્રકૃતિ ઓછી ગણાવાથી બંધ માટે કુલ ૧૨૦ પ્રકૃતિ લેખાય છે.

ઉદય અને ઉદીરણામાં ૧૨૨ પ્રકૃતિ ગણાય છે. કેમકે ત્યાં સમ્યકત્વ મોહનીય તથા મિશ્ર મોહનીયનો ઉદય મિથ્યાત્વ મોહનીયના ઉદયથી ભિન્નપણે ગણાય છે.

---

# પરિશિષ્ટ.

## કયા ગુણુસ્થાને કેટલી પ્રકૃતિઓ છે ?

### પ્રથમ ગુણ સ્થાન.

અહીં સત્તામાં ૧૪૮ પ્રકૃતિ હોય છે. બંધ ૧૧૭ નો પડે છે. કેમકે તીર્થંકર નામ કર્મ તથા આહારક શરીર અને આહારક અંગોપાંગનો બંધ અહિયાં નથી પડતો.

આ ગુણુસ્થાનના અંતે ૧૧૭ માંથી નકત્રિક, જાતિચતુષ્ક, સ્થાવર ચતુષ્ક, હુંડક સંસ્થાન, આતપનામ, છેવટું સંઘયણુ નપુંસકવેદ તથા મિથ્યાત્વમોહનીયમળી ૧૬ પ્રકૃતિનો બંધવિછેદ થાય છે. ત્યારે બીજે ગુણુસ્થાને જવાય છે. અહીં ૧૧૭ પ્રકૃતિનો ઉદય અને ઉદીરણા હોય છે.

કેમકે મિશ્રમોહનીયનો ઉદય મિશ્રગુણઠાણે હોય, સમ્યકત્વ મોહનીયનો ઉદય ચોથાથી સાતમા સુધી હોય, આહારક-દ્વિકનો ઉદય ચૌદ પૂર્વધરને હોય તેમ તે પ્રમત્ત ગુણ-સ્થાને લાભે તીર્થંકર નામ કર્મના ફળનો ઉદય ચોથાથી માંડીને બારમા લગી હોય પણ ઉપશાંતમોહપણું તીર્થ-કરને ન હોય અને **તીર્થંકરનામ** કર્મનો રસોદય તેરમા અને ચૌદમા ગુણસ્થાને હોય છે, માટે એ પાંચ પ્રકૃતિનો ઉદય આ મિથ્યાત્વ ગુણસ્થાનમાં નથી હોતો. તેથી અહિંયા તેમનો અનુદય ગણાય છે. સૂક્ષ્મત્રિક (સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ) તથા આતપનામકર્મ અને મિથ્યાત્વ મોહનીય એ પાંચ પ્રકૃતિનો અહિયાં ઉદય વિચ્છેદ થાય છે. કેમકે સૂક્ષ્મત્રિક તો નિયમા મિથ્યાત્વિજ છે. આતપનો ઉદય બાદર એકેંદ્રિય તે પર્યાપ્તાવસ્થાને હોય છે, તે પણ મિથ્યા-ત્વિજ છે, અને મિથ્યાત્વમોહનીયના રસોદયે તો મિથ્યા-ત્વ ગુણઠાણું જ હોય.

## બીજું ગુણસ્થાન.

અહિયાં સત્તામાં તીર્થંકર નામકર્મ સિવાય બાકીની ૧૪૭ પ્રકૃતિ હોય છે. કેમકે જેને તીર્થંકર નામકર્મની સત્તા હોય તે જીવ બીજે ત્રીજે ગુણઠાણે ન આવે. મિથ્યાત્વ ગુણઠાણે તીર્થંકર નામકર્મની સત્તા અંતર્મુહૂર્ત સંભવે

કેમકે કોઇક ક્ષયોપશમિક સમ્યક્દ્રષ્ટી જીવ પૂર્વે મિથ્યાત્વના નિમિત્તે નરકાયુ બાંધી પછી તીર્થંકર નામકર્મ બાંધી મરણ પામેછે. સમ્યકત્વથી મિથ્યાત્વે જાય, પણ સાસ્વાદને ન જાય. અહિયાં ૧૦૧ પ્રકૃતિનો બંધ હોય છે. અને એનો અંતે તિર્યંચત્રિક, થીણદ્ધિત્રિક, દૌર્ભાગ્યત્રિક (દૌર્ભાગ્ય, દુઃસ્વર અનાદેય) અનંતાનુંબંધી ચતુષ્ક, મધ્ય સંસ્થાન ચતુષ્ક, મધ્ય સંઘયણ ચતુષ્ક, નીચૈર્ગોત્ર, ઉદ્યોત અશુભ વિહાયોગતિ, અને સ્રીવેદ એ પચીશ પ્રકૃતિનો બંધવિચ્છેદ થાય છે, એમાં ઉદ્યોત અને તિર્યંગાયુ સિવાય બાકીની ત્રેવીશ પાપપ્રકૃતિ છે અને એ તીવ્ર સંકલેશ વિના બંધાતી નથી. તીવ્રસંકલેશ અનંતાનુંબંધિના ઉદયે થાય છે, અને મિશ્ર વગેરે ગુણઠાણે અનંતાનુબંધિનો ઉદય હોય નહિ માટે અહિયાં તેમનો બંધ વિચ્છેદ થાય છે. ઉદ્યોત અને તિર્યંગાયુ પુણ્યપ્રકૃતિ છે, પણ તિર્યંકૂપ્રાયોગ્ય પ્રકૃતિ બંધ ટળવાથી એ પણ બંધાતી નથી,

અહિયાં પૂર્વના ગુણસ્થાને થએલ ઉદયવિચ્છેદ પ્રમાણે ૧૧૨ પ્રકૃતિનો ઉદય બાકી રહે પણ તેમાંની નરકાનુપૂર્વીનો અહિયાં અનુદય છે. કેમકે વક્રગતિ એ નરકે જતાં વચલે સમયે નરકાનુપૂર્વીનો ઉદય હોય છે. પણ સાસ્વાદનનો ઉદય તો પહેલા સમયેજ છે. બીજા સમયે તો સમ્યકત્વથી મિથ્યાત્વી થઇ નરકે જાય. પછી ત્યાં પર્યાપ્તા થવા

પછી ફરીને ઉપશમ સમ્યકત્વ આવે છે. માટે તે ટાળ
બાકી ૧૧૧ પ્રકૃતિનો ઉદય તથા ઉદીરણા રહે છે.

અહિયાં ચાર અનંતાનુબંધિ ચાર એકેંદ્રિયાદિ જા
અને સ્થાવર નામ મળી ૯ પ્રકૃતિનો ઉદય-વિચ્છેદ હોય
કારણ કે એકેંદ્રિય તથા વિકલેંદ્રિયને મિથ્યાત્વ કે સાસ્વ
દન સિવાય બીજાં ગુણસ્થાન હોતાંજ નથી.

## ત્રીજું ગુણસ્થાન.

અહિયાં સત્તામાં બીજા ગુણસ્થાન માફકજ ૧૪૯
પ્રકૃતિ હોય છે. અહીં ૭૪ પ્રકૃતિનો બંધ હોય છે. કેમ
પૂર્વના ગુણસ્થાને ૧૦૧ પ્રકૃતિનો બંધ હતો અને ૨
પ્રકૃતિનો બંધવિચ્છેદ હતો; તેથી ૭૬ પ્રકૃતિ રહી,
મધ્યે પણ મિશ્રગુણ ઠાણે આયુ બંધ યોગ્ય અધ્યવસાય
નથી, તેથી ત્યાં દેવાયુ તથા મનુષ્યાયુ એ બે આયુ પણ
નથી બંધાતા, આગલે ગુણઠાણે બંધાશે માટે અહિય
તેમનો અબંધ હોવાથી બાકી ૭૪ પ્રકૃતિનો બંધ પડે છે.

અહિયાં કોઇ પ્રકૃતિનો બંધ વિચ્છેદ નથી. ઉદય
માટે જાણવાનું કે પૂર્વના ગુણઠાણે ૧૧૧ નો ઉદય હતો,
તેમાં ૯ નો ઉદય વિચ્છેદ હતો તેથી અહિંઆ ૧૦૨
પ્રકૃતિ બાકી રહી, તેમાં ત્રણ આનુપૂર્વી છે તે અહિયાં હોય
નહિ, કેમકે મિશ્રગુણઠાણે રહ્યો જીવ મરે નહિ, તેથી તે
બાદ કરીએ તો બાકી ૯૯ પ્રકૃતિ રહી અને અહિયાં